મારા પૂજ્ય આચાર્ય

ડૉ. શ્રી આનન્દશંકર બાપુભાઈ ધ્રુવના

ચરણમાં

આ લેખકની અન્ય કૃતિઓ

*

હિન્દનાં વિદ્યાપીઠો

પ્રવાસનાં સંસ્મરણો

વાલ્મીકિનું આર્ષદર્શન

# પ્રસ્તાવના

આ પુસ્તકમા છેલ્લા વીસ વર્ષમા 'વસન્ત' 'કૌમુદી' 'પ્રસ્થાન' વગેરે માસિકોમા પ્રકટ થએના મારા લેખોમાથી પ્રસ્તુત વિષયને અનુરૂપ કેટલાક લેખોની પસદગી કરી રજુ કરેલ છે તેમજ ક્યાઈ એ પ્રસિદ્ધ નહિ થએલા એવા અન્ય લેખો પણ ઉમેર્યાં છે આમાનો મોટો ભાગ જુદેજુદે સ્થળે આપેલા વ્યાખ્યાનો કે નિબધો છે. 'સૌન્દર્યસ્મૃતિ' પ્રમાણમા બહુ તાજુ લખાણ છે 'દર્શન'ના બને ખડોમાથી પણ કેટલાક તાજા લખેલા લેખો છે કોઈ કોઈ લેખોમા સહેજ સુધારો વધારો કરવામા આવ્યો છે

આ ગ્રન્થના ત્રણ વિભાગ છે. એમાંનો પહેલો વિભાગ 'સૌન્દર્યસ્મૃતિ' અર્થાત્ ઉત્તર અને પૂર્વ હિન્દુસ્થાનમાં મેં કરેલા પ્રવાસની સ્મૃતિ છે. મારા 'પ્રવાસનાં સંસ્મરણો'માં મુખ્યત્વે કરીને હિમાલય અને એની આસપાસના ગિરિપ્રદેશની સૌન્દર્યસૃષ્ટિ મેં વર્ણવી છે; અત્રે બીજાં કેટલાંક સૌન્દર્યસ્થાનોનાં સ્મરણો સહેજ જુદી દષ્ટિથી રજુ કર્યાં છે. આ મનોહર સૃષ્ટિ વારંવાર હૃદયને હલાવે છે અને કાંઈક આકારમાં મૂર્તિમન્ત થવા બુદ્ધિને પ્રેરણા કરે છે એજ આ 'સૌન્દર્યસ્મૃતિ'ના વર્ણનનું કારણ છે. બીજા અને ત્રીજા વિભાગને મેં 'દર્શન' એવું નામ આપ્યું છે. એમાં સાહિત્ય અને જીવનને અવલોકવાની થોડીક દષ્ટિ 'કવિતા અને તત્વજ્ઞાન'ના અને 'ધર્મ અને સંસ્કૃતિ'ના સંયોગમાં ઊતરેલી છે. જ્ઞાનના વિવિધ વિષયોમાં સૂત્ર રૂપે પરોવાએલી એકતાની દષ્ટિ એનાં જુદાંજુદાં સ્વરૂપોમાં યથાશક્તિ સમજવાનો 'દર્શન'માં યત્ન કરેલો છે. આશા છે કે આ સૌન્દર્યસૃષ્ટિ અને આ દષ્ટિ સહૃદય વાચકોને કાંઈક ઉપયોગી થઈ પડશે.

માર્ગશીર્ષ શુ. ૨
૧૯૯૫ બુધવાર

**રતિલાલ મોહનલાલ ત્રિવેદી**

# અનુક્રમ

# આ પાર અને પેલી પાર

સૌન્દર્યસૃષ્ટિનાં સ્મરણો અખૂટ છે. નૈનીતાલ અને એની આસપાસનાં અનેક સૌન્દર્યસ્થાનો હૃદયને વારંવાર હુલાવે છે અને એ નિસર્ગરમણીય સૃષ્ટિમાં કેટલીયેવાર કલ્પનાવિહાર કરાવે છે. નૈનીતાલના એક મધ્યાહ્નનું અદ્‌ભુત દૃશ્ય આજ બાર વર્ષે મનોનયન સમક્ષ કંઈક આવું દેખાય છે.

નૈનીસરોવર બે ઉન્નત પહાડો વચ્ચે આવેલી એક ઊંડી ખીણમાં એનો દીર્ઘદેહ લંબાવીને સૂતું છે. એના કાંઠા ઉપર ઊભેલા એ પ્રતાપી પહાડોના વિશાલ ભાલ જોઈને કોઈ પણ મનુષ્યને પોતાની અલ્પતાનું સંપૂર્ણ ભાન થાય તેમ છે. એ અલ્પતાનો અનુભવ કરતો એના કાંઠા ઉપર એક મધ્યાહ્નકાલે હું ઊભો હતો અને એની તેજસ્વી તરંગમાલા ઉપર તેજકણિકાઓ નિરખતો હતો. ત્યાં તો આકાશમાંથી વરસાદનાં છૂટાંછવાયાં

ફોરાં પડવા માંડયાં અને વચ્ચે વચ્ચે ઝડી વરસવા લાગી. સરોવરના શાન્ત તરંગોમાં મનોહર નૃત્ય મંડાયું અને લાસ્યથી આરંભી જોતજોતામાં તાંડવમાં પરિણામ પામ્યું. એના વિશાલ હૈયામાં કોઇ ભવ્ય ભરતી ચઢી અને ઊંડાં ઊંડાં નીર જાણે પ્રચંડ વેગે ઊછળી કાંઠા ઉપર ફરી વળ્યાં. આસપાસની સર્વસૃષ્ટિ અસ્થિરરૂપે સરોવરમાં પ્રતિબિમ્બિત થઈ અને પવનના તોફાની સુસવાટાઓ સાથે ચઢતી ઊતરતી ચમડોળે ચઢી. પરન્તુ તાંડવની એ ભીષણ ગતિમાં પરમશાન્તિ હતી, અદ્‌ભુત સ્વસ્થતા હતી. રસાતલને ભેદીને ઊછળેલાં એ સરોવરનાં નીર કોઈ સૂક્ષ્મ સૃષ્ટિની શોધમાં હતાં, કોઈ આદર્શ મનોહરતાને નિરખવા ઝંખતાં હતાં. સરોવરની બંને બાજુને દાબીને ઊભેલી પર્વતમાલાની પેલી પારના જગતને જોવા એ ઊંચેને ઊંચે ચઢતાં હતાં. ક્ષણે ક્ષણે ઉગ્ર બનતા સરોવરનું સ્વરૂપ તોફાને ચઢેલા મહાસાગર જેવું બન્યું હતું. દરમિયાન અન્ધકારની કાળી છાયા ચોપાસ ઘેરાતી હતી અને જાણે જગતનો અન્ત આવ્યો હોય તેમ પળવારમાં સર્વત્ર શૂન્યતા છવાઈ ગઈ !

આ સંક્ષુબ્ધ અને શૂન્ય સૃષ્ટિને છોડીને હુ ચાલતો થયો અને મહાકષ્ટે દૃષ્ટિની નિષ્ફલતાનું નિવારણ કરતો જમણી બાજુના પહાડની પગથી ઉપર ચઢયો અને એ વિશાળ પહાડને વીંધી એની પેલી પારના પ્રદેશમાં પહોંચ્યો. પહાડની બીજી બાજુની ખીણમાં ઊતરતાં જ મને પ્રકાશ અને અન્ધકાર બંનેનું અજબ સંમિશ્રણ દેખાયું.

કોઈ અપૂર્વ શાન્તિનું સામ્રાજ્ય અહિં પ્રવર્તતું હતું. કોઈ આદર્શ મનોહરતા અહિં વિરાજતી હતી. પ્રકૃતિની સમપ્રમાણતા સર્વત્ર દૃષ્ટિગોચર થતી હતી. એક ઝમઝમ વહેતું ઝરણું ક્રમેક્રમે વિપુલ બનતું વચ્ચે વચ્ચે વમળો ખાતું વાંકુંચૂંકું વહેતું હતું અને ખીણમાં નીચે ઊતરતા માર્ગમાં અદૃશ્ય થતું હતું. એનું શાન્ત અને મધુર સંગીત સમસ્ત વાતાવરણમાં વ્યાપ્યું હતું. માર્ગમાં આગળ ચાલતાં પરમ શાન્તિમાં સ્વસ્થતાથી સૂતેલું એક નાનું સરોવર સામે જણાયું. એના તરંગો મન્દ મન્દ થથકતા હતા. એના કાંઠા ઉપર થોડાંક પક્ષીઓ નિશ્ચિન્તપણે વિહરતાં હતાં. એની આજુબાજુ લીલોતરીનો વિસ્તીર્ણ પટ પથરાયો હતો. અહિંયાં પહાડોની ઉન્નત દીવાલો નહોતી કે પવનનાં પ્રચંડ તોફાનો નહોતાં. અહિંયાં હૈયાના ઉદ્દામ ઉછાળા નહોતા કે ભવ્ય ભરતી ચઢી નહોતી. એટલામાં થોડેક દૂર સૂર્યના નિર્મળ પ્રકાશમાં દીપતાં દેવદારનાં સુંવર્ણરંગી વૃક્ષોમાં અર્ધ દેખાતું અને અર્ધ છુપાતું એક સાદા કાષ્ઠની પર્ણકુટિ જેવું વિશ્રામસ્થાન દૃષ્ટિગોચર થયું.

આ વિશ્રામસ્થાનની પાછળ એક વિશાળ પહાડ આડો થઈને સૂતો હતો. એના અન્તરમાં થઈને પેલી પાર લઇ જતી એક પગથી હતી. પરન્તુ મારા પર્યટન માત્રનો અન્ત મને અહિંયાં જ જણાયો. આ આદર્શ એકાન્તસ્થાનમાં હું થોડી વાર બેઠો અને ચોપાસ નજર ફેરવવા માંડી. સામે પડેલા નૈનીસરોવરને ઢાંકી દેતા પેલા પહાડને નિરખતાં જ એની પેલી પારના તોફાની જગત અને આ

પાસના શાન્ત જગત વચ્ચે અદ્‌ભુત ભેદ અનુભવગોચર થતો ગયો. અહિંયાં કાલની શૂન્યતા અને વિસ્મરણનો ઉદાસીનતા હતી. અહિંયા વિરાજતી વિસ્મરણની શાન્તિમાં પેલી પારનું તોફાની જગત માત્ર ઝાંખા સ્મરણરૂપે જ જણાયું ! શું અહિંયાં ક્ષોભ, મન્થન, વિપ્લવ કાંઈ જ નથી ? વસન્ત સિવાય અન્ય ઋતુનો પ્રવેશ પણ અહિંયાં નથી ? શું આ સનાતન શાન્તિનો ટુકડો છે ? રખેને આ એકાન્ત સ્થાનની શાન્તિમાં ભંગ પડે તેમ પેલો જતો આવતો જનપ્રવાહ પણ એક પહાડની કરાડ ઉપર થઈને નીરવતાથી ધીમે ધીમે વહે છે ! પેલા ગાડાનાં પૈડાંનો કિચુડ કિચુડ અવાજ કેટલો મન્દ મન્દ સંભળાય છે ! સામે ચાલતા ભરવાડો ઘેટાંને લઈને કેટલા ચૂપકીથી ચાલે છે ? શું એ સર્વ ચિત્રાર્પિત છે ? અહો ! આ દૂર દૂરથી આવતો બંસીનાદ પણ કેવો ધીમે ધીમે શ્રવણગોચર થાય છે ! અને પેલી ગ્રામકન્યા દૂધનો ઘડો માથે લઈને કવી ઉલ્લાસથી ઉતાવળી જાય છે અને કોઈ અદૃશ્ય શાન્તિમાં સરી જાય છે ! અહિંયાં નૈનીતાલનગરની મનોરંજક રોશની ક્યાં છે ? અહિંયાં એવો રસમય માનવપ્રવાહ ક્યાં વહે છે ? અહિં તો પેલાં લીલાંછમ ખેતરો વિલસે છે અને પ્રકૃતિની સ્વસ્થ ભૂમિમાં વચ્ચે વચ્ચે સ્વચ્છ અને સુન્દર વૃક્ષો રમણીય રંગો પૂરે છે. જ્યાં જોઉં ત્યાં અગણિત વનપુષ્પો એમના રંગબેરંગી રૂપમાં વાતાવરણને ભરી મુકી રહ્યાં છે. અખિલ સ્થાનની તાઝગી જ કોઈ અપૂર્વ અને અલૌકિક છે. અહિંયાં જ સનાતન શાન્ત વસન્ત સર્વત્ર પ્રવર્તે છે.

પરન્તુ આ કાષ્ઠગૃહનું નિર્માણ કોને માટે કર્યું હશે ?

જીવન અને મૃત્યુ જેને સમાન છે એવા કોઈ પરિવ્રાજકનું આ અંતિમ નિવાસસ્થાન હશે ? અથવા જીવનનો નમતો પહોર સન્ધ્યામાં સંક્રાન્ત થતો હોય ત્યારે કોઈ સંન્યાસી સમસ્ત બાહ્ય જગતને એક સ્મરણરૂપ લેખવતો અહિંયાં આવીને વસતો હશે ? અથવા કાળના અનેક પરિવર્તોનું રહસ્ય પિછાનતો જીવનમાત્ર પ્રત્યે ભરપૂર પ્રેમથી ભરેલો કોઇ યોગી જીવનમાત્રની એકતા અનુભવગોચર કરતો અહિંયા આરામથી રહેતો હશે ? પરન્તુ આ આરામગૃહની સમીપમાં પથરાએલા સિનાખડો શાના ? આ તો સ્મશાન ભૂમિ ! એમા કેટલા મૃત જીવો સુતા છે ? એમની જીવન-કથા હમેશને માટે પૂરી થઈ ગઈ ? એમનો જીવનદીપ મૃત્યુ સાથે સદાને માટે બુઝાઈ ગયો ? એમના જીવનનાં સર્વ રંગો અને ઊર્મિઓ એમને માટે નિતાન્ત આથમી ગયા ? કાલસરિતાના નીર એમને માટે સદાકાલ થંભી ગયા ? અનન્ત જીવનના ભાવિ પરાક્રમોમા એમનો હિસ્સો ઊડી ગયો ? અપાર જીવનના ધોધમન્ધ વહેતા પ્રવાહમા એમનો જીવન-જોમ અટકી ગયો ? પરન્તુ એમ અટકી જાય ? એમને જીવનમા અપાર રસ નહોતો ? એમનો જીવન પ્રત્યે પ્રેમ હોલવાઈ કેમ જાય ? એમના જીવનરસનો ઉચ્છેદ શી રીતે થાય ? પરન્તુ એ રસની અવિચ્છિન્નતા મૃત્યુની પેલીપારના અનન્તકાળમાં પણ અવશ્ય પહોંચવાની ? તત્કાળ શ્રદ્ધાનો અન્તર્નાદ બોલ્યો 'આ સર્વ મૃત જીવો જરૂર ઊઠવાના ઊઠેલા છે જીવનનાટકનો પડદો ઊંચો કરી માનવનટ જીવનની રંગભૂમિ ઉપર ફરીફરીને વેશ ભજવવા આવશે અને જીવનની અધૂરી કથા ઉત્તરોત્તર આગળ ચલાવશે '

## બ્રહ્મપુત્રાની સપાટી ઉપર

**પ્ર**ત્યેક પદાર્થનાં બે સ્વરૂપો છેઃ એક પાર્થિવ અને બીજું દિવ્ય, એક ક્ષણિક અને બીજું સનાતન. એક ચર્મચક્ષુથી દેખાય છે, બીજું જ્ઞાનદૃષ્ટિથી ઓળખાય છે. એક દૃષ્ટિ ઉપલક છે, બીજી ઊંડી છે. એક ખંડ છે; બીજી અખંડ છે. એક મર્યાદિત છે, બીજી વ્યાપક છે.

પદાર્થમાત્રમાં સત્ય, સૌન્દર્ય અને સાધુતા અન્તર્ગત છે. એ ત્રણેનો મનુષ્યઆત્મામાં રહેલાં એ ત્રણે સાથે નિત્ય સંબન્ધ છે. માનવઆત્મામાં સત્ત્વગુણનું કિરણ પ્રકટ થતાંજ પ્રકૃતિના પદાર્થોનો સાક્ષાત્કાર એના દિવ્ય સ્વરૂપમાં થાય છે બ્રહ્મપુત્રાનો સનાતનતા જેવો પગથાર અને એની સુવર્ણરંગી સપાટી કેવાં અલૈકિક દેખાય છે ? એની ધવલતા અને એનો પ્રકાશ આ લોકનાં ક્યાં છે ? એના વિશાળ દેહ ઉપર સૂર્યકિરણોની રમણીય લીલા કે ચન્દ્રકિરણોનું મનોહર નૃત્ય કોઈ અકળ દિવ્ય પ્રદેશો દેખાડે છે. આ દેદીપ્યમાન સુવર્ણપ્રદેશો કે નાચતા કૂદતા રૂપેરી તરંગો

પોતાની સાથે કોઈ દૂરદૂરના જ્યોતિર્લોક જોવા આપણને સ્નેહપૂર્વક નિમન્ત્રણ આપે છે અને એ તેજતરંગો ઉપર ચાલીને કોઈ સૌન્દર્યધામની શોધમા ક્ષિતિજની પેલીપાર સરી જવાનું કોને મન થતુ નથી? આ પાર્થિવ જગતની સીમાને ઓળગીને કોઈ દીપ્તિમય દેશોમા સંચાર કરવાની કેવી પ્રબળ ઈચ્છા થાય છે? જ્યા પ્રપંચ નથી, દુ ખ નથી, વિષાદ નથી, એવા એક આનન્દસત્ત્વથી જ નિર્મેલા જ્યોતિર્ધામમાં જવા માટે કેવુ અદ્ભુત ઔત્સુક્ય ઊભરાય છે? દિવ્યદર્શન માટે આ આવાહન સહુને માટે છે

પરન્તુ આ તરગમાલા ઉપર વિલસતી શુભ્રતા અને સરસતા તરંગોમા અન્તર્ગત છે કે સૂર્યચન્દ્રની તેજલીલાના વિસ્તારથી પ્રકટ થાય છે? અર્થાત્, આ ઉજ્જ્વલતા વસ્તુગત છે કે કોઈ બાહ્ય પદાર્થમાથી આવેલી છે? સૌન્દર્ય વસ્તુમા રહેલુ છે કે વિભૂતિમાન સત્ત્વનું પ્રતિબિમ્બ છે? બ્રહ્મપુત્રાના જલતરંગો અને સૂર્યચંદ્રના કિરણો, ઊભયમા, તેજતત્ત્વ સામાન્યરૂપે વિલસે છે એનોજ આ આવિર્ભાવ છે પરતુ પ્રકૃતિને નીરખીને મનુષ્યના અતરંમાથી સત્ત્વની સમૃદ્ધિ ઊભરાય છે ત્યારેજ આ તેજનીનાનો આનન્દ અનુભવગોચર થાય છે સાક્ષાત્કારની ક્ષણો સહુના જીવનમા આવે છે મનુષ્યમાત્ર સૌન્દર્યસૃષ્ટિનો વારસ છે.

૨

એક સન્ધ્યાકાને ગૌહાટિની સમીપમા વહેતી બ્રહ્મપુત્રાના કાઠા ઉપર સન્ધ્યાના રમણીય રગોમા શોભતો સરિ-

તાનો પટવિસ્તાર નિરખતો હું બેઠો હતો. આસપાસની સર્વ સૃષ્ટિ શાન્ત હતી. માત્ર મન્દ શીતલ પવનની લહરીઓ કોઈ કોઈ વાર નદીના એકધારા વહેણમાં ફરી વળતી અને સપાટી ઉપરના કેટલાક ભાગને કાંઈક ખળભળાવતી. નદીનાં વહેતાં જળ જોવામાં કેવો અપાર આનન્દ પડે છે! પ્રત્યેક તરંગ ભિન્ન છતાં કેવા અભિન્ન પ્રવાહમાં વહે છે! કાળના પ્રવાહનું સાતત્ય અહિંયાં કેવું ચોકખે ચોકખું અનુભવમાં આવે છે! ભૂત વર્તમાન અને ભાવિનો નિત્ય સમ્બન્ધ કેવો સ્પષ્ટ સમજાય છે! ત્રણે કાલનું પ્રતિક્ષણ મિલન અહિંયાં સંપૂર્ણ રીતે થાય છે એટલે કાલની પ્રત્યેક ક્ષણ સનાતન છે એ સત્ય સહેલાઈથી અંતરમાં ઊતરે છે. સરિતાના પ્રવાહના અંગેઅંગમાં ઊભરાતી સનાતનતા જીવનની અવિચ્છિન્નતા પ્રકટ કરે છે. એક તરગ બીજા તરંગમાં અને બીજો ત્રીજામાં કેટલી ઝડપથી સંક્રાંત થાય છે? ક્યાંઈએ તૂટ નથી; ક્યાંઈ એ વિચ્છેદ નથી. વસ્તુતઃ એક અભંગ સનાતન જીવનમાંથી આ ભિન્નભિન્ન દેખાતા તરંગો પ્રકટેલા છે. એઓ આકાર ધારણ કરે છે ત્યારે પણ એ સનાતનતાનો અંશ જ પ્રકટ કરે છે. જ્યાં કાલની એકતા છે, જ્યાં જીવનની અવિચ્છિન્નતા છે ત્યાં જીવન અને મૃત્યુ એવા ભેદ પણ ક્યાંથી સંભવે? જીવન અને મૃત્યુ બંને એક બીજામાં અન્તર્ગત છે, એક બીજામાં ઓતપ્રોત છે. એક પરમ ચૈતન્યના ઉભય આવિર્ભાવો છે. જીવન મૃત્યુની તરંગમાલામાં આવિર્ભાવ તિરોભાવની પરંપરા પ્રતિક્ષણ પ્રવર્તે છે; પરંતુ સરિતાના

સળંગ પ્રવાહની પેઠે એક અવિભક્ત જીવન સર્વત્ર ધ્રુવે છે.

*　　*　　*

રાત્રિ ઉપર ચન્દ્રનું સામ્રાજ્ય ધીમેધીમે જામતું હતું. પવન જોરથી ફૂંકાતો હતો અને તરંગોને અસ્તવ્યસ્ત રીતે ઊછાળતો હતો. કાંઠા પાસેના એક ઓવારા ઉપર સ્નાન કરીને કેટલાક સજ્જનો ચૂપકીથી ઘર તરફ પાછા ફરતા હતા. મારી વિચારમાળા આગળ ચાલવા માંડી. આ વિશાળ જળ કેટલે દૂરથી કેવી નિયમિતતાથી વહે છે! કોઈ સનાતન નિયમને અનુસરીને એઓ વહે છે? એઓ લેશપણ સ્વતંત્ર નથી? એમની સ્વૈરગતિ સહેજ પણ ખરી? ઉત્તર એ કે આ તરંગો કાર્યકારણના મહાનિયમથી નિયન્ત્રિત છે. એઓ સંયમની મર્યાદા સ્વીકારી વહ્યા કરે છે એજ એમના જીવનનું સંપૂર્ણ સત્ય છે. હવે દૂરદૂરની સરિતાના મૂળ તરફ વળતાં આ વિશાળ જળપ્રવાહ કેટલો સંકોચ પામતો જાય છે! ઠેઠ મૂળ સુધી પહોંચીએ તો કોઈ પર્વતનું રસાતલ ફોડી એક નિરંતર સ્રોત ફૂટ્યો છે. આ સનાતન સ્રોતનું ઊંડાણ કોણ માપી શકે તેમ છે? એની ગુપ્ત શક્તિનો વેગ કેટલો છે? એ નિત્ય સ્રોત પૃથ્વીના અભ્યન્તરમાંથી ફૂટે છે અને એનાં જળ પ્રતિક્ષણ અંતરના પૂર્ણ વેગથી ઊછળી ઉપર આવે છે અને અલ્પકાય ઝરણરૂપે પર્વતપ્રદેશમાં વહે છે. આ અવિરત સ્રોત એક ક્ષણવાર પણ થોભતો નથી, સહેજ પણ આરામ લેતો નથી. એની એકાગ્રતા લેશ પણ ઓછી થતી નથી.

એના હૃદયતલમાંથી પ્રકટેલી અલ્પસરણિ ધીમેધીમે વિસ્તરે છે અને વિશાળ પ્રદેશોને સંપ્લાવિત કરે છે. કોઈ સ્વસ્થ યોગીની શાન્ત સમાધિ જેવી એકનિષ્ઠાથી આ નદી વહે છે! અહો! કેટલી ત્વરાથી અને કેટલી દૃઢતાથી એ મહાસાગર તરફ ચાલી જાય છે! આ અનન્ત જળભંડાર મહાસમુદ્રમાં મળી જઈ ત્યાંજ વિરમશે? પરન્તુ જગતમાં કઈ વસ્તુ ક્ષણવાર પણ કર્મશૂન્ય રહે છે? નદીનાં જળ સમુદ્ર સાથે ભળી એમાં એકરૂપ બની અપાર જળ રૂપે નિરંતર ઘોર નાદે ધ્રુબવશે અને કાળના અંતિમ આરા સુધી જાગૃતિનાં રહસ્યગીતો ગાશે.

* * *

રાત્રિની મનોહરતા પળેપળે અધિકાધિક પ્રત્યક્ષ થતી હતી. પવનના સુસવાટાઓ સાથે વાદળીઓ આકાશમાં વિખરાતી હતી. ચંદ્ર સાથે આછી ઘેરી વાદળીઓ અને જળતરંગોની રમ્ય લીલા પ્રવર્તતી હતી. કોઈ માનવ આકૃતિ ક્યાંઈએ નજરે પડતી નહોતી. માત્ર કાંઠા પરનાં વૃક્ષો આ સૌન્દર્યલીલા એકીટશે નિરખતાં ઊભાં હતાં.

સમયનું ભાન થતાં હું ઊઠયો અને એ સૌન્દર્ય-જગતમાં સંચરતો મંદપગલે ઉતારે પાછો ફર્યો.

૨

શિલોંગથી પાછા ફરતાં ગૌહતિ પાસેના એ જ કાંઠેથી પ્રચડપૂરના સમયમાં વચ્ચે વચ્ચે વરસાદની ઝડી-માથી નિરખેલું બ્રહ્મપુત્રાનું એક બીજું સ્મરણીય ચિત્ર સ્મૃતિપટમાં ચિરકાળ જડાઈ રહે તેવું છે. જે સત્ય છે,

જે સુંદર છે, તે તેજમાં અને છાયામાં, પ્રકાશમાં અને અન્ધકારમાં, જીવનમાં અને મૃત્યુમાં, તોફાનમાં અને શાન્તિમાં, ભયાનકતામાં અને ભવ્યતામાં, સર્વમાં, મનોહર લાગે છે. બ્રહ્મપુત્રાની સપાટી ઉપર મુસળધાર વરસાદમાં કે પ્રચંડ તાપમાં એકસરખું અસાધારણ સૌન્દર્ય મૂર્તિમન્ત થાય છે. <u>સૌન્દર્ય સત્યની પેઠે સનાતન છે.</u>

ધીરગંભીર પ્રવાહમાં વહેતી બ્રહ્મપુત્રા આજ અદ્‌ભુત વેગમાં વહે છે. એના ઉપલાણમાંથી અનેક ઉત્તુંગ મોજાં, ઊછળતાં પછડાતાં પવનવેગે ઝડપથી દોડે છે. આજ સરિતાના અન્તરતમ ઊંડાણમાં કોઈ અકળ વેગ આવ્યો છે, કોઈ અકથ્ય જળનો સ્રોત ઊભરાયો છે. કોઈ અનન્ય ભક્તના હૃદયતટને ભેદી અગમ્ય વેગથી ઊભરાતું પ્રેમપૂર આવે છે અને શરીરના અંગેઅંગમાંથી રોમાંચ વિલસે છે તેમ સરિતાના સુકોમળ હૈયામાંથી સરસતાનું અનહદપૂર ઊભરાય છે અને સર્વત્ર જળબિંદુઓ સ્ફુરે છે. બ્રહ્મપુત્રાનો એકધારો પ્રવાહ આજ એકાએક ક્યાં અદૃશ્ય થઈ ગયો! આજ તરંગો કેટલા વિષમ અને અસ્થિર દેખાય છે? આજ કેવી ભવ્ય ભરતી ચઢી છે? આજ મર્યાદામાત્ર ઓસરી ગઈ છે. આજ નિરવધિ રસસાગર ઊછળે છે.

પરંતુ જે જળ તારે છે તે જ જળ ડુબાડે છે. જે અનેક ખેતરોને સમૃદ્ધ કરે છે તેજ એમનો વિનાશ કરે છે. જે અનેક જીવોને પોષે છે તેજ એમનો સંહાર કરે છે. આ તે મહાપ્રેમનું પૂર છે કે સંહારક સ્વરૂપ છે? ખરેખર આ પ્રચંડ પૂરની પાછળ કોઈ અદૃષ્ટ મહાશક્તિ રહેલી છે.

ત્યારે પ્રકૃતિની આ સમતાને ખળભળાવી આવી વિષમતા ઉત્પન્ન કરનાર રજોગુણનો પ્રવર્તક કોણ ? ત્રિગુણાત્મિકા પ્રકૃતિ પોતે કે ગુણત્રયની પાર રહેલો પરમાત્મા ? પરમાત્મા સિવાય આ પ્રબળ પ્રકૃતિને આટલા જોરથી કોણ હલાવી શકે ? એની સત્તા માત્રથી જ પ્રકૃતિમાં ગતિ ક્ષોભ, મંથન, સર્વ, ક્રિયા કરે છે. પ્રકૃતિમાં સર્જન, સ્થિતિ અને સંહાર, જડતા, સંચલન અને શાન્તિ, : સર્વ, એની ઇચ્છાને અધીન છે. અને પ્રકૃતિ પરમાત્માથી ક્યાં જુદી છે ? પ્રકૃતિ પરમાત્માનો જ વિલાસ છે અને પરમાત્મા પ્રકૃતિના અન્તર્યામી હોઈને પણ એનાથી પર છે.

આ સંક્ષુબ્ધ સૃષ્ટિ નિરખવામાં અને એને યત્કિંચિત્ સમજવામાં હું તલ્લીન બન્યો હતો ત્યાં વરસાદનાં ઝાપટાં ઉપરાઉપરી પડવા માંડ્યાં. જોતજોતામાં વિશાળ જળ વિસ્તરી રહ્યાં.

ઉતાવળી ગતિએ હું 'ડાક બંગલા' તરફ ચાલતો થયો.

## એક ઉષ:કાલની સમૃદ્ધિ

પરમાત્મા તરફથી મનુષ્યને મળેલી સર્વ ભેટોમાં કલ્પનાની ભેટ સર્વોત્તમ જણાય છે અનેક રમણીય પ્રસંગોને એ સ્મૃતિકોષમા જતન કરીને જાળવી રાખે છે અને કોઈ અભિનવ સ્વરૂપમાં ઘણીવાર મૂર્તિમન્ત કરે છે. એકવાર સાક્ષાત્ નિરખેલી મનોરમ સૃષ્ટિ અનેકવાર સાક્ષાત્ નિહાળવાનું સદ્‌ભાગ્ય કોઈક ધન્ય મનુષ્યને જ પ્રાપ્ત થાય છે. પરન્તુ તે તે નિરખેલા દૃશ્યોને ફરી ફરીથી કલ્પનાની આંખે જોવાનું સૌભાગ્ય સહુને શક્ય અને સ્વાધીન છે આસામમા આવેલા શિલોંગના મારા નિવાસસ્થાનના આંગણામાં એક રમરણીય ઉષ કાલે પ્રકૃતિની અપાર સમૃદ્ધિ નભોમડલમાં અને આસપાસની સૃષ્ટિમા નિરખી હતી, ઝરણાંનું મધુર અને મનોહર સંગીત સાભળ્યુ હતુ અને ઝીણી નજરે પહાડો અને વૃક્ષોનો પરિચય કર્યો હતો. તે દૃશ્યોને આજ કલ્પનાચક્ષુથી નિહાળુ છુ અને સદ્ગનાદ સાભળુ છુ ત્યારે એ સર્વ પદાર્થો, કાંઈક ચિન્તનાત્મક નવીન સ્વરૂપમાં, મનોદર્પણમા પ્રતિબિમ્બિત થાય છે

૧

સમૃદ્ધિ બે પ્રકારની છેઃ શરીરની અને આત્માની. એક અથવા બીજા પ્રકારની સમૃદ્ધિ મનુષ્યને સ્વાભાવિક રીતે જ ગમે છે. કેટલાંકને દેહને શણગારવો—એને વસ્ત્રાભૂષણથી વિભૂષિત કરવો—પસંદ પડે છે જ્યારે કેટલાંકને એને નરી સરલતાની મૂર્તિ સમો રાખી આત્માને સમૃદ્ધ કરવો યોગ્ય લાગે છે. સૌન્દર્યલક્ષ્મી દેહની કે દેહીની, બંને ઉપર મનુષ્યની નજર ઠરે છે. સમૃદ્ધિ બાહ્ય કે આન્તર, લૌકિક કે આધ્યાત્મિક—ઉભય—મોહક છે, આકર્ષક છે. કોઈ પણ સ્વભાવસુન્દર માનવશરીરની સમૃદ્ધિ નિરખી મનુષ્યને કેવો વિસ્મય થાય છે? તેમાંયે દેહ કરતાં દેહીની સુન્દરતાનો સાક્ષાત્કાર થાય છે ત્યારે તો કોઇ ઊંડા આનંદનો અનુભવ થાય છે. સમસ્ત વિભૂતિને યજ્ઞમાં સમર્પણ કરી અતિથિ માટે એક માટીનું વાસણ માત્ર બાકી રાખનાર રઘુની આન્તર સમૃદ્ધિ કેટલું ધ્યાન ખેંચે છે? જગતના કલ્યાણ અર્થે પત્ની, પુત્ર, રાજ્ય, સુખ, સર્વનો ત્યાગ કરનાર ગૌતમ બુદ્ધની આધ્યાત્મિક સંપત્તિ કેટલી ઉજ્જ્વલ છે? સોક્રેટિસ, ક્રાઈસ્ટ, કે ગાંધીની આત્મસમૃદ્ધિ કેટલી અપાર છે? આ સર્વ પુરુષોત્તમો પરમાત્માના સત્ય સુન્દર અને મંગલ ગુણોની પરંપરાજ પ્રકટ કરે છે.

પરંતુ માનવહૃદયની આ સમૃદ્ધિ સાથે પ્રકૃતિની સમૃદ્ધિ ક્યાં થોડી પથરાએલી પડી છે? પ્રકૃતિની બાહ્ય

+ 'मृत्पात्रशेषामकरोद्विभूतिम्' રઘુવંશ.

સમૃદ્ધિ કેટલી મોહક છે? કેટલી અનન્ત છે? એમાં કેટલું વૈવિધ્ય છે? કેટલી નવીનતા છે? એમાં રૂપરંગ કેવાં અદ્ભુત છે? કેટલી પુષ્કળતા અને ફળદ્રુપતા એમાં ભરેલી છે? એમાં પ્રતિક્ષણ બદલાતાં ચિત્રો કેટલાં છે? પરંતુ પ્રકૃતિશરીરની આ સુન્દરતા અને સંપત્તિ .આ વિશાલ સમૃદ્ધિ-વિજ્ઞાનશાસ્ત્રીની સત્યનિષ્ઠ દૃષ્ટિએ નિરખવી કે યોગીનાં આધ્યાત્મિક નયનથી જોવી? વાસ્તવિકતાના ચક્ષુથી એનું નિરીક્ષણ કરવું કે કવિતાના નયનથી એ નિહાળવી? માત્ર તેજનાં સૂક્ષ્મ બિન્દુઓ રૂપે દેખાતા આકાશના અગણિત જ્યોતિર્ગણોને લૌતિક પદાર્થોથી ભરેલા કોઈ દૂરદૂરના ભિન્ન ભિન્ન પ્રદેશો તરીકે જોવા કે જીવનને ભવ્યતાથી ભરી દેતા કોઈ તેજોમય જ્યોતિર્મય દિવ્યતાનું ભાન કરાવનાર રમણીય પદાર્થોરૂપે નિહાળવા? દૂરદૂર વિદૂર રહેલા તારાઓ સ્નેહીજનો હોય તેમ મારી સાવ સમીપ કદાપિ આવી શકે? એક ઉષઃકાલે પર્વતના ઉન્નત શિખર ઉપર ઊભા રહીને નિહાળતાં તારાઓ અને ગ્રહો બહુ સમીપ દેખાય છે અને પોતાનું રહસ્ય સમજાવતા હોય તેમ જણાય છે એ શું? આકાશનો અનન્ત જ્યોતિઃપટ ઊજળતાં એ એટલા સ્વચ્છ સ્ફટિક સમાન શોભી શકે? આસપાસ પથરાએલી પ્રભાતની ઝાકળનું આવરણ પણ એમનાં તેજસ્વી મુખોને ઢાંકી શકતું નથી! એટલે દૂરથી એવું તેજ એઓ નાંખી શકે? વિજ્ઞાનશાસ્ત્રીઓ કહે છે કે તારાઓની દૂરતા સર્વકાળે એમની એમજ રહે છેઃ એમાં કોઈ પણ કાળે લેશ પણ ફેર પડતો નથી. ત્યારે આપણી ઇન્દ્રિયો ભ્રાન્ત બનીને એમને નજીક દેખે છે? પરંતુ

સંવેદનની આવી ક્ષણો જીવનનું કાવ્ય પ્રકટ કરતી નથી? જીવનતત્ત્વનો આ કોઈ વિશાળ અનુભવ નથી? દૂર અને નજીકના અન્તરનો અહીંયાં લય થતો નથી? જીવનમાત્રની એકતાનો આ સાક્ષાત્કાર નથી? એ ઐક્યથી ઉદ્ભવતા આનન્દનો એ અનુભવ નથી? પરમાત્મા માનવ અન્તરમાં અને પ્રકૃતિમાં ભરપૂર ભર્યો નથી? એના સત્ માત્રથી જ આ સત્યનો સાક્ષાત્કાર થતો નથી? મનુષ્યના અંતરમાંથી જ્ઞાનનાં કિરણો બાહ્ય જગત્ ઉપર પડે છે અને પ્રકૃતિની મનોહરતા સમૃદ્ધિ અને એકતાનો અનુભવ થાય છે એ જ આ દૃષ્ટિનું રહસ્ય નથી? પરંતુ પ્રકૃતિને આ રીતે નિરખવાની આ દૃષ્ટિનું મૂલ્ય શું? વિજ્ઞાન અને કવિતાની દૃષ્ટિ કેટલી ભિન્ન છે? કઈ દૃષ્ટિ સાચી, વિજ્ઞાનની કે કવિતાની? વર્તમાન તત્ત્વજ્ઞાન બંનેનો એક સાથે સ્વીકાર કરે છે.

૨

પર્વતની ટોચ ઉપર ઊભા રહીને નિરખતાં નીચેની વિશાળ ખીણમાં વહેતાં અનન્ત ઝરણાંનો ઝમઝમ નાદ કેવો શ્રુતિમનોહર અને શાન્તિપ્રદ લાગે છે? પોતાના સ્વચ્છ સરલ જીવનનું રહસ્ય પ્રકટ કરવા એ કેટલાં આતુર બનેલાં છે? એમના પ્રવાહમાં કોઈ અગમ્ય શાન્તિ છે. એમના સંચલનમાં કોઈ અપૂર્વ સ્વસ્થતા છે. એમની ગતિમાં કોઈ અજબ આરામ છે. રાત્રિ અને દિવસના સંધિકાલે જ જાણે પોતાનું અવગુંઠન દૂર કરી જીવનરહસ્ય એઓ પ્રકટ કરે છે. એમના દૃષ્ટ પ્રવાહની પાછળ કોઈ

અદષ્ટ શક્તિ રહેલી છે એની ઝાંખી આ સમયે જ એઓ કરાવે છે. નાનાં મોટાં સર્વ ઝરણાઓમાં કેવો આદર્શ સહકાર છે? પોતાની નાની મોટી સરણિઓ વહેવડાવતાં મન્દ મન્દ સ્મિત કરતાં નાચતાં કૂદતાં અને કોઈ કોઈવાર વચ્ચે વચ્ચે ખડખડાટ હસી પડતાં કેવા પરમ સંતોષથી સર્વે સ્વચ્છન્દ વિહરે છે! પોતાના નિકટવર્તિ સહચારીઓના પ્રદેશ ઉપર એઓ કયાંઈએ આક્રમણ કરતાં નથી. કેટલીકવાર આનન્દની મસ્તીમાં એક બીજાસાથે વહે છે તો કેટલીકવાર એક બીજામાં ઓતપ્રોત બની પ્રવાહમાં વિપુલ બની આગળ જાય છે. કેટલીકવાર વચ્ચે આવતા કોઈ વૃક્ષના મૂળનું એઓ સિંચન કરે છે તો કેટલીકવાર કોઇ ખડક જેવા કઠોર શિલાખંડના અંતરને કોમળ બનાવે છે. કેટલીકવાર ચન્દ્રનું પ્રતિબિમ્બ ઝીલી નિર્મળ જ્યોતિનો આવિષ્કાર કરે છે તો કેટલીકવાર અગાધ અન્ધકારમાં પણ પ્રસન્નતાથી એઓ આગળ વહે છે. કોઇમાં ન્યૂનાધિકતા નથી, કોઇમાં ચઢિયાતા ઊતરતાપણું નથી. પોતાને નિયત થએલા પ્રવાહમાં સહુ પ્રેમથી વહે છે. પોતાને પ્રાપ્ત થયું છે તેમાં સહુ આનન્દ માને છે અને પ્રેમપૂર્વક એનો ઉપભોગ કરે છે. કોઈમાં કયાંઈએ કચવાટ નથી; દ્વેષ, ઈર્ષ્યા કે સ્પર્ધા કાંઇજ નથી. સાચો સામ્યવાદ અહિંયાજ પ્રવર્તે છે. આવા સમાજવાદીઓ અન્યત્ર કયાં છે? અહિંયાં વર્ગવિગ્રહ નથી. કોઇને પોતાની જાતિની વિશિષ્ટતા નથી, બીજી જાતિનો બહિષ્કાર નથી. અહિંયાં સર્વનો સત્કાર અને સહકાર છે. સહુ એક બીજામાં સ્નેહથી ભળે છે. સર્વને એક બીજા પ્રત્યે આદર છે. કોઈને

પોતાની સત્તા કે સંસ્કૃતિની શ્રેષ્ઠતાનો ગર્વ નથી; ક્યાંયએ એનો પ્રચાર નથી. નાના મોટાનો ભેદ પણ ક્યાંઈએ જણાતો નથી. સર્વનો આદર્શ સમાન છે. સહુનું ગન્તવ્યસ્થાન એકજ છે.

આ સર્વ ઝરણાંએ કોઈ યાત્રાળુઓ જેવાં જણાય છે. સર્વે આકાશના જ્યોતિર્ધરો ને અન્તરમાં ધારણ કરે છે અને હૃદયમાં મમતાથી રાખીને વહે છે. સર્વ નિર્મળતાના પૂજારીઓ છે. સર્વે અદ્વૈતવાદકો છે. સર્વે સમતાના ઉપાસકો છે. સર્વના વહેણમાં સંપૂર્ણ મેળ છે. સર્વનાં હૈયાં કોમળ અને સ્વચ્છ છે. સર્વની સરણિ સળંગ છે. કોઇ સનાતન રસાતલ એમનું પ્રસવસ્થાન છે. એમના અન્તરનો રસ અખૂટ છે. એમના હૃદયનો રસ એમના જીવનપન્થને ઉજ્જવલ અને સરલ બનાવે છે. પ્રેમ અને સદ્‌ભાવપૂર્વક સર્વે જીવન વીતાવે છે. માર્ગમાં દૂરદૂરથી ખળખળ નાદે વહેતાં અનેક અમીઝરણાંને સત્કારી સર્વે અદ્‌ભુત એકતાથી આગળ વહે છે.

સર્વે ઝરણાં ગતિમાન છે. કોઇ ક્ષણવાર પણ ક્રિયાશૂન્ય નથી; કોઈ કર્તવ્યશૂન્ય નથી. સર્વે સાથે મળી કોઇ આનન્દઘન અકલ સંગીત પ્રતિક્ષણ પ્રકટ કરે છે. ગન્તવ્યસ્થાને પહોંચવા સર્વે સંવાદી સૂરો લલકારતાં આગળ વધે છે. એમનામાં જડતા નથી, પરમ પ્રસન્નતા છે; સંકુચિતતા નથી, સંપૂર્ણ સ્વતન્ત્રતા છે. માર્ગમાં અનેક અન્તરાયો છતાં એમને નિરાશા નથી. એઓ આગળ ને આગળ માર્ગ કરે છે; સહુ પોતપોતાનો માર્ગ કરી લે છે. અનેક પદાર્થોને એઓ સ્પર્શે છે પરંતુ ક્યાંઈએ આસક્ત

બની આત્મકર્તવ્ય ચૂકતાં નથી. જીવન ભૂતકાળમાં કે ભવિષ્યમાં નહિ પરંતુ વર્તમાનમાંજ જીવી શકાય એ રહસ્ય તો ઝરણાંનું જીવન જ દર્શાવી શકે છે. વર્તમાનની અવિચ્છિન્ન ગતિમાંથી કોઇને ઉગરવાનું નથી અને એમ ઉગરવામાં કોઇની સલામતી પણ નથી એ ઉપદેશ તો ઝરણાંઓ જ યથાર્થ આપી શકે છે. એમના જીવનમાં સનાતન વર્તમાનકાળજ પ્રવર્તે છે. વર્તમાનમાં જ સત્ય અને સૌન્દર્યનો એઓ સાક્ષાત્કાર કરાવે છે.

ઝરણાંનું જીવન એ વર્તમાનકાળનું મહાકાવ્ય છે. એમાં ભૂતકાળનાં ભવ્ય સ્મરણો નથી કે ભાવિનાં મનોહર સ્વપ્નો નથી. એઓ વીતાવેલા જીવન ઉપર અવલમ્બ રાખતાં નથી કે ભાવિજીવનના વિચારોમાં પરોવાતાં નથી. વર્તમાનમાં જ એઓ ભવ્ય અને ભરપૂર જીવન જીવે છે. એઓ વર્તમાનની જ સનાતન ગાથા છે અને એનાં જ ગુણગાન છે. એમની સમૃદ્ધિ એ વર્તમાનની સમૃદ્ધિ છે. એમનો સર્વરસ એ વર્તમાનનો રસ છે. એમની સર્વ કાર્યશક્તિ એ વર્તમાનની કાર્યશક્તિ છે. એમનો આનન્દ એમની નિર્મલતા, એમની પ્રસન્નતા, એમની કાર્યતત્પરતા, એમની ઉદ્યોગપરાયણતા, સર્વ, વર્તમાનને ચરણે છે. વર્તમાનની પ્રત્યેક ક્ષણ જીવનના સંપૂર્ણ સામર્થ્યથી એઓ જીવે છે. વર્તમાનમાં એમનો જોમ લેશ પણ મન્દ પડતો નથી. એવો ને એવો એમનો પ્રવાહ આગળને આગળ વહ્યા કરે છે.

[ઝરણાં જેવું માનવજીવન થાય તો કેવું ઉપકારક બને !] એમનાં વહેતાં જળ જેવું એ વહેતું રહે તો કેવું સુન્દર

થઈ શકે? ઝરણાં જેટલાં જાગૃત છે તેટલાં મનુષ્યો છે? એમના આત્માની પ્રસન્નતા મનુષ્યમાં છે? એમના સતત સર્જન જેવું મનુષ્યનું સર્જન છે? એમના પ્રવાહનું સાતત્ય માનવજીવનમાં છે? એઓ બન્ધનમુક્ત છે એવા મનુષ્યો છે? એમના જેવા એ સ્વાધીન અને સ્વતન્ત્ર છે? એમના જીવનની પરિપૂર્ણતા અને પરમ સિદ્ધિ મનુષ્યમાં ક્યાં છે?

૩

અને આ આસપાસ ઉભેલા પહાડો કેવા પરિચિત દેખાય છે? જાણે ચિરંતન કાળના સહવાસીઓ હોય, જાણે જૂના અન્તરના મિત્રો હોય તેમ પરમ સદ્‌ભાવથી સર્વે ચન્દ્રની મનોહર દીપ્તિમાં મધુરધવલ હાસ્ય કરતા ઉભા છે. દૂર અને સમીપના સર્વ પહાડો કેવા રમણીય જણાય છે? કેવા એકાગ્ર બની આતુરતાથી એઓ જુવે છે? વિશ્વનાં અનેક રહસ્યો એમણે પોતાના અન્તરમાં ઉતાર્યાં છે? કેટલી ઉષ્મા અને શીતલતા, કેટલો પ્રકાશ અને અન્ધકાર, કેટલાં પ્રચંડ તોફાનો અને પરમશાન્તિ પુરાતનકાળથી એમણે અન્તરમાં ઝીલ્યાં છે? એમની કઠોરતા કેવળ સપાટી ઉપર છે. એમના નક્કર પડની પાછળ સરસતાના અનન્ત સ્રોતો વહે છે. અનેક સરિતાઓને એઓ હૈયામાં ઝૂલાવે છે. અનેક ઝરણાંને એઓ બાળક સમાન ઉછેરે છે અને પોતાના અંકમાં હુલાવે છે. અનેક વૃક્ષોને એઓ પોષે છે અને વનરાજિને વિશાળ દેહ ઉપર ધારણ કરે છે. પોતાની ખીણોમાં અને શિખરો ઉપર મેઘમાળાને કે છૂટાંછવાયાં વાદળાંને એઓ આવકાર આપે છે અને એમના અન્તરના

ઊંડા પ્રદેશોમાં મેઘ જળસિંચન કરે છે અને એમના હૈયામાંથી સ્નેહનો અમીરસ નીતરે છે. પશુ પંખી સર્વને એઓ કેટલી ઉદારતાથી સંઘરે છે ! ચન્દ્રને પોતાના વિશાલ ભાલની મધ્યમાં રાખતાં એમને કેવું આવડે છે ? તારાઓના મનોહર મુકુટથી એમનું તેજોમય મુખ કેવું શોભે છે ? અને મેઘમાલાનો અચળો જ્યારે એઓ ઓઢે છે ત્યારે તો કોઈ ગાઢ યોગનિદ્રામાં સૂતેલા અવધૂતો જેવા એ જણાય છે. ચન્દ્રનાં શીતલ અને મનોહર કિરણો એમને કેવી શાન્તિ આપતાં દેખાય છે ? અને આ સ્વચ્છન્દ વિહરતી વાદળીઓ સાથે એઓ વારંવાર કેવા ગેલ કરે છે ? એમનું જીવન રહસ્ય જેટલું સૂર્યનાં પ્રખર કિરણોના પ્રકાશમાં પ્રકટ થાય છે તેના કરતાં સહસ્રગણું ચન્દ્રની મીઠી મનોરંજક ચંદ્રિકામાં કોઈ અપૂર્વ જ્યોતિ ચમકે છે.

૪

વળી આ વૃક્ષો પણ કેટલાં શાન્ત ઊભાં છે અને સ્વજન સમાન આલિંગન આપવા ઉત્સુક બન્યાં છે ! એમાંનાં કેટલાંક રમતિયાળ બાળક જેવાં તો કેટલાંક કાન્તિમાન યુવક જેવાં અને વચ્ચે વચ્ચે કોઈ કોઈ જટાધર યોગીઓ જેવા જણાય છે। ચન્દ્રિકાના શાન્ત નિર્મળ પ્રકાશમાં એમની ધ્યાનસ્થ મુખમુદ્રા કેટલી ભવ્ય અને પ્રતાપી દેખાય છે। ખરેખર આ વૃક્ષો માનવજાતિના મહાન સહાયકો અને પરમ સંરક્ષકો છે. પૃથ્વીની રંગભૂમિ ઉપર પ્રથમ મનુષ્ય દેખાયો તે પૂર્વે અનન્ત વર્ષો પર્યંત એના હિત અર્થે એઓએ અપાર તૈયારી કરી છે. સૂર્યનાં પ્રચંડ કિરણોને પોતાના અન્તરમાં ઊતારી એમણે અણુઅણુમાં અદૃષ્ટ

અગ્નિ ધારણ કર્યો છે. શાન્ત સ્વસ્થ તપસ્વીઓની પેઠે સામાને બાળીને ખાખ કરી નાંખે એવું ગૂઢ તેજ કોણ જાણે ક્યાંઈક ભારે કુશળતાથી એમણે છૂપાવ્યું છે. એ ભારેલા અગ્નિનો સર્જનની અદ્‌ભુત કલામાં એમણે કેવો રમણીય ઉપયોગ કર્યો છે! એમના અંતરનો અમીરસ એમના અંગેઅંગમાં ક્ષણે ક્ષણે ઉભરાય છે અને એમની હરિયાળી સંપત્તિ મન્દમન્દ પવનની લહરીઓમાં ઝૂકે છે. ચન્દ્ર સામાં એઓ નયન માંડે છે અને કોઈ સૌમ્ય સુન્દર તેજ લીલા એમના મનોહર દેહ ઉપર મંડાય છે! ચન્દ્રિકાની સાથે એમની તેજછાયાની ક્રીડા કેટલી રસમય છે! આકાશ સામી ઊર્ધ્વદૃષ્ટિ રાખીને એઓ અનન્તતાને નિહાળી રહ્યાં છે! અને આ અધોમુખ રાખીને ઉભેલાં બાલવૃક્ષો ઝરણાંના અધ્યાત્મનાદમાં કેવાં તદ્રૂપ બન્યાં છે! આ સનાતન સંગીતનું પાન કરતાં કરતાં જ એઓ આટલાં ઊર્ધ્વગામી બન્યાં છે! જ્યાં જોઉં ત્યાં વિશાળ વૃક્ષરાજિ વિસ્તરી છે અને મનુષ્યની એકલતામાં આશ્વાસન આપનાં વૃક્ષો સ્થળે સ્થળે નિરંતર સહવાસીઓ જેવો નિત્ય સંબંધ સ્થાપે છે. આપણા પ્રાચીન વાનપ્રસ્થોના વનવાસના પરમ સંબંધીઓ આ વૃક્ષો જ હતાં. એમને લીધે એ વનૌકસોનું જીવન બહુ ભરેલું જણાતું. આજ પણ વૃક્ષો આપણા જીવનના સાચા મિત્રો કેમ ન બને?

સામા પહાડની વનરાજિ ઉપર સૂર્યદેવનાં બાલકિરણો દેખાયાં અને જોતજોતાંમાં એ ગિરિપ્રદેશ અનન્ત તેજોમય બની ગયો!

---

## શિલૉંગ પીકનું પર્યટન

**પર્વતો** ઉપર ચાલનાર પ્રવાસીઓનો માર્ગ મેદાનોમાં ફરનાર મુસાફરો જેવો સપાટ અને સરલ નથી. ઘણીવાર એમને કઠોર શિલાખંડો ઉપર પગ માંડવા પડે છે તો ઘણીવાર સુકોમલ ઘાસની લીલીછમ જાજમો ઉપર ચાલવાનું રહે છે; ઘણીવાર નાચતાં કૂદતાં ઝરણાંમાં થઈને રસ્તો કાપવાનો રહે છે તો ઘણીવાર તમ્મર આવે એવી સાંકડી કરાડો પર પગ ટેકાવવા પડે છે. પૃથ્વી, વાયુ, તેજ, જળ અને આકાશ એ પાંચ તત્ત્વો પર્વતભૂમિમાં પ્રતિક્ષણ કોઈ અભિનવ સૌન્દર્ય ધારણ કરે છે. પૃથ્વીના અપાર સમૃદ્ધિવાળા અન્તરમાંથી છૂટતી સુવાસ, મન્દમન્દ વાતી શીતલ સુગન્ધિત પવનની લહરીઓ, સૂર્ય અને ચન્દ્રના ભવ્ય અને રમ્ય તેજવિસ્તારમાં ભભકતી મનોહર રંગલીલા, અસંખ્ય જળ પ્રવાહો અને ધોધોમાં પળે પળે સંભળાતું સનાતન સંગીત અને આકાશમહાસાગરના અનન્તવહેણમાં તરતી આછીધેરી મેઘમાળા, આ સર્વ, પર્વતપરના પ્રવાસીઓને અલૌકિક આનન્દના નિત્યનૂતન વિષયો છે.

શિલૉંગથી ચેરાપુંજીના માર્ગે થઈને શિલૉંગ પીક જવાય છે આગલી રાત્રે નિશ્ચય કરી બીજે દિવસે સવારે અમે એ ઉન્નત ગિરિશિખર નિહાળવા ઘરથી બહાર નીકળ્યાં. રસ્તામાં સૂર્યનાં બાલ કિરણોના રંગબેરંગી પ્રકાશથી આસપાસનો સર્વ પ્રદેશ પરમ રમણીય બન્યો હતો. પર્વતપ્રદેશની મનોહરતા એના ઝમઝમ વહેતાં ઝરણાંથી વિશેષ ખીલે છે. સાગર સંગીત ભવ્ય છે; સરિતસંગીત સૌમ્ય છે પરંતુ ઝરણાનું સંગીત એ ભવ્ય અને સૌમ્ય બંને છે. કેટલીકવાર આ અલ્પકાય ઝરણાંઓ પહાડી સૂરે ગીતો લલકારે છે તો કેટલીકવાર મન્દ મધુર સૂરોથી પ્રવાસીઓને મુગ્ધ કરે છે. એમની ચંચળતા મોહક છે; એમનો વેગ આકર્ષક છે; એમની સ્વચ્છ શીતલ સરણિ આહ્‌લાદક છે. માર્ગની બંને બાજુએ આવેલી ઝાડની ઘટાઓમાંથી ખળખળ વહેતાં આ નિર્ઝરો સંગીતનું સૌમ્ય અને ભવ્ય વાતાવરણ રચે છે અને એના તાનમાં ચાલનારને મન્ત્રમુગ્ધ કરે છે. થોડાંક ડગલાં આગળ ચાલ્યાં કે તુરતજ દેવળમાંથી બહાર નીકળી સુન્દર પોષાકમાં સજ્જ થએલા એક માછીમારનો માર્ગમાં ભેટો થયો. " Good morning sir." કહીને એણે મારી સાથે હાથ મિલાવ્યા. એને જોઈને હું આભોજ બની ગયો. પળવાર એને ઓળખી ન શક્યો. 'તમારા પડોશમાં હું મચ્છી વેચવા રોજ આવું છું' ' એમ એણે કહ્યું કે તુરતજ 'મારા પડોશી બંગાળી મિત્રને ત્યાં એ સવારમાં આવે છે ' એ વાતનું સ્મરણ થયું. એણે પોતાના જીવનનો સંતોષ અને આનન્દ એટલી પ્રસન્નતાથી વ્યક્ત કર્યો કે પ્રભુએ જીવનની પ્રત્યેક અવસ્થામાં સુખનું તત્ત્વ કેવી કુશળતાથી મૂક્યું છે

એ કૃતજ્ઞતાપૂર્વક વિચાર્યા વગર રહેવાયું નહિ. 'પશુમારણ દારુણ કર્મ' કરવા છતાં 'અનુકમ્પા મૃદુ' અને સાચા અર્થમાં ક્રાઈસ્ટનો અનુયાયી આ કર્તવ્યનિષ્ઠ માછીમાર થઈ શકયો છે એ સાક્ષાત્ અનુભવ થયો. 'ધર્મવ્યાધ' યાને 'ખાટકી ભગત'નું ધાર્મિક જીવન મહાભારતકારે ક્યાં આલેખ્યું નથી?

આ માછીમારને મૂકીને આગળ ચાલતાં થયાં ત્યાં વરસાદનું જબરું ઝાપટું પડ્યું. જમણી બાજુના એક ઘરમાંથી એક ખાસી બાઈએ આંગણાના ઝાંપા સુધી આવી અમને એના ઘરમાં સ્મિતપૂર્વક બોલાવી આશ્રય આપ્યો. ખાસીઓની માતૃમૂલક સંસ્કૃતિને લીધે એમના સમાજમાં સ્ત્રીઓની પ્રતિષ્ઠા અતુલ છે. પરિણામે સ્ત્રીઓમાં, હિંમત, દૃઢતા, આત્મવિશ્વાસ અને સ્વમાન મોટા પ્રમાણમાં દેખાય છે. આ ખાસી બાઈએ સ્મિત અને નિશાનીઓ દ્વારા જ પોતાના થોડાક વિચારો અમને જણાવ્યા. પુત્ર કરતાં પુત્રી ઉપર ખાસી સ્ત્રીઓનો હૈયાનો ઉમળકો ઑરજ હોય છે એનો સાક્ષાત્કાર એ સ્નેહાળ બાઇએ અમને ત્યાં જ કરાવ્યો. વરસાદ નમ્યો એટલે એ બાઇનો ઉપકાર માની અમે રસ્તે ચઢ્યાં અને આગળ ચાલવા માંડ્યું. થોડીવારમાં લોકોનાં ઘર આવતાં બંધ થયાં અને એકાન્ત શાંત માર્ગ શરુ થયો. એક પહાડની પગથીએ પગથીએ અમે ઉપર ચઢવા માંડ્યુ. પહાડની એક બાજુએ કેટલોક પન્થ કાપ્યા પછી એક મેદાન આવ્યું. અહિંયા થોડાક ભરવાડોનાં સુન્દર આંગણાં શોભતાં હતાં અને છૂટાં છવાયાં ગાય ઘેટાં અને બકરાં લીલું ઘાસ અને ઝાડનાં પાંદડાં ચરતાં હતાં. તપાસ કરતાં માલુમ

પડ્યું કે થોડેક દૂર 'હૅપી વેલીમાં' આવેલી 'ડેરી'માં આ ઢોરનું દૂધ લઈ જવામાં આવે છે. અને હવા ખાવા આવનાર પ્રવાસીઓને તે પૂરું પાડવામાં આવે છે. એક ભરવાડના *સૌજન્યથી પહાડ પરનો ચઢાવ અમને જડી* આવ્યો અને કાંઈક પરિશ્રમપૂર્વક એ ચઢી એની પેલી પારની સુવિશાળ ખીણનું દર્શન કર્યું. આ રમણીય અને ફળદ્રુપ ખીણ નિરખતાં જ સામે આવતા બે મારવાડી વેપારીઓ ઉપર નજર ઠરી. બંને બટાટાના ઈજારદારો છે અને ઘણાં વર્ષો થયા શિલૉંગમાં રહે છે એ હકીકત સાંભળી એમની સાહસિક વૃત્તિની તારીફ કરતાં અમે આગળ ચાલ્યાં. એટલામાં અમારી સામે ઊભેલા એક ચઢાવ ઉપર ખાસી-ઓનું ગામડું દેખાયું. અમારો જવાનો માર્ગ પણ એ ગામડામાં થઈને નીકળતો હતો એટલે કાંઈક કુતૂહલથી ઉતાવળા પગલે આગળ ચાલ્યાં. ગામડાની સમીપ પહોંચતા જ એક બાજુએ વીરાંગનાઓ અને વીરપુરુષોના પાળિયા ઊભા હતા તે ઝીણવટથી જોયાં. ગામના લોકોએ એમની મૂક વાણીથી અને પરમ સદ્ભાવથી અમને ઘરનાં સ્વચ્છ સુન્દર આંગણાં દેખાડયાં. પ્રત્યેક ઘરના ચોગાનમાં થોડાંક ફૂલઝાડ રોપેલાં શોભતાં હતાં અને ડુક્કરો આમતેમ ફરતાં હતાં. *ગામડાની હદ ઓળંગતાં જ એક કરાડ ઉપર થઈને જતાં* સાંકડે રસ્તે અમારે આગળ ચાલવાનું હતું. એક બાજુએ ઊંચા પહાડની દીવાલ હતી અને બીજી બાજુએ એક ઊંડી ખીણમાં થઈને ચકચકિત સફેદ લીટી જેવી ગિરિ-નદી વહેતી હતી. આ દૃશ્ય વટાવીને અમે પહાડની પ્રદક્ષિણા કરીને એક મનોહર મેદાનમાં પ્રવેશ કર્યો. આ

સ્થાનમાં નિર્મળ પ્રકાશ સર્વત્ર વિરાજતો હતો. એની જમણી તરફ વ્યવસ્થિત વૃક્ષોથી ખીચોખીચ ભરેલું એક જંગલ હતું. એ જંગલમાં દૂર દૂર સુધી પ્રકાશનાં કિરણો પ્રવેશતાં હતાં અને એની વનભૂમિ સ્પષ્ટ આકારમાં જણાતી હતી. કેટલાંક જંગલો દિવસે પણ બિહામણાં લાગે છે. પરંતુ આ જંગલમાં નિર્ભયતાથી પ્રવેશ થઈ શકે તેવું હતું. એમાં થોડેક દૂર જઈ એની રચના અને સમપ્રમાણતા અમે નિહાળી અને પ્રકૃતિમાં પ્રભુનો વાસ કેવો મૂર્તિમન્ત થાય છે એ વિચારી આનન્દ અને આશ્ચર્ય અનુભવતાં બહાર નીકળ્યાં. પછી 'શિલૉંગ પીક' નો માર્ગ ઝપાટાબંધ લીધો અને ઊંચે ને ઊંચે ચઢવા માંડયું. એક વિશાળ ટેકરી ઉપર અમે ઊભા રહ્યાં અને ત્યાંથી શિલૉંગ નગરથી માંડી બ્રહ્મપુત્રાના વિશાળ પટ પર્યંતનો વિસ્તાર લાંબી દૃષ્ટિથી નિરખ્યો. આ સ્થળે પહોંચ્યા ત્યાં જ બપોરના ત્રણ વાગ્યા હતા અને રાત્રિ પહેલાં ઉતાવળા પગે ઘેર પહોંચી જવું જોઈએ એમ ધારી 'શિલૉંગ પીક' ના છેલ્લા શિખરે પહોંચવાનું માંડી વાળ્યું. એ ઉન્નત ગિરિશૃંગને કલ્પનાનો વિષય રાખી અમે પાછા ફર્યાં.

માર્ગમાં સૂર્યાસ્તની રમણીય લીલા નિરખતાં નિરખતાં અમે અનેક ચઢાવ ઢોળાવ ચઢતા ઊતરતા ગયાં. પર્વત ઉપરથી સૂર્યબિમ્બનું દર્શન કોઈવાર વિશાળ જળથી ભરેલા સરોવર જેવું દેખાય છે તો કોઈવાર મેઘધનુષ્યના સર્વ રંગોથી સુશોભિત આકાશસમુદ્રમાં તરતા તેજચક્ર જેવું લાગે છે. આ પળે પળે મૂર્તિમન્ત થતી મનોહરતાને એકી ટશે નિહાળતાં અમે ઘણો પન્થ વટાવ્યો. આખરે રસ્તામાં

સૂર્ય આથમી ગયો. ઘોર અન્ધકારમાં ઉતાવળા ચાલતાં અમે નગરના સીમાડે પહોંચ્યા અને અન્ધકારને પાછળ મૂકી પ્રકાશની દિશામાં ઘર તરફ વળ્યાં અને નવ વાગતાં પહેલાં ઘેર પહોંચી ગયાં.

આટલું લાંબું પર્યટન કર્યા પછી ભૂખ કકડીને લાગી હતી અને અન્નને અમૃત સમાન ગણી આરોગ્યું. દિવસના પરિશ્રમ પછી સ્વચ્છ શય્યા અને મન્દ મન્દ પવનની આવજા સિવાય બીજું શું જોઈએ ?

## ગંગા યમુનાનું સંગમસ્થાન —

જ્ઞાન અને કર્મની અનન્ત રેખા જેવી ગંગા અને યમુના હિમાલયના હૃદયસરમાંથી નીસરી સાગર તરફ વહી જાય છે. ઊંચા આકાશમાંથી અવતરી ગંગા ગિરિરાજના અન્તરમાં ઊતરી છે; યમુના પર્વતરાજના પોતાનાં પરમાણુઓની બનેલી છે. ગંગામાં દિવ્યતા છે; યમુનામાં પાર્થિવતા છે. ગંગા ગૌરાંગી છે. યમુના શ્યામવર્ણી છે. એક તેજની પ્રતિમા છે; બીજી આછી ઘેરી છાયા છે. એકનાં નીર શાન્ત અને પ્રસન્ન છે; બીજીનાં ઘેરાં અને મનોહર છે. એક ભાવનાની મૂર્તિ છે; બીજી વાસ્તવિકતાની સાક્ષાત્ છવિ છે. એક ભવમોચની છે; બીજી ભવાટવીમાં નિરંતર અટવાતી વેગવતી સરિતા છે.

આ ઉજ્જ્વલ અને શ્યામલ સરિતાઓ એક એકના એકાન્ત વહેણમાં વહેતી આગળ ને આગળ ચાલી જાય છે. જ્ઞાનમૂર્તિ ગંગા સ્વપ્રકાશમાં મ્હાલતી સ્વચ્છ સરલ રૂપમાં એકધારી સ્થિરતાથી વહે છે; કર્મમૂર્તિ યમુના આછા

પાતળા અન્ધકારની કાળી છાયામાં અથડાતી પછડાતી આગળ ધપે છે. ગંગાએ તીરે તીરે અનેક સન્ત મહન્તોની પરંપરા પોષી છે. યમુનાએ અજ્ઞાની અસુરોના જૂથનાં જૂથ કાંઠે કાંઠે જમાવ્યાં છે. ભવારણ્યમાં આમતેમ ભટકતી યમુનાને આખરે યોગેશ્વર કૃષ્ણનો પાદસ્પર્શ થયો અને એની દીર્ઘકાળની મલિનતા દૂર થઈ. યોગેશ્વરના અનુગ્રહથી યમુનાના અન્ધકારમય જીવનનો અન્ત આવ્યો. એ અપૂર્વ ઉત્સાહથી ગંગાને ભેટવા આગળ ચાલી અને તીર્થરાજ પ્રયાગ પાસે ગંગાના શુભ્ર સુન્દર નીરમાં એકાએક મળી ગઈ!

ગંગા યમુનાના સંગમથી–જ્ઞાનકર્મના સંયોગથી–તીર્થરાજ પ્રયાગનું નામ ભૌતિક અને આધ્યાત્મિક બન્ને અર્થમાં અમૃતાક્ષરે કોતરાયું.

* * *

આ સંગમસ્થાને કેટકેટલા સમર્થ યોગીઓને જોયા છે અને એ સર્વના જીવનમાં પોતાનો જીવનસંદેશ મૂર્તિમન્ત થતો નિહાળ્યો છે! કેટલાં વિશ્વજિત્ યજ્ઞો અને રાજસૂય યજ્ઞો આ સંયોગભૂમિએ ઉલ્લાસથી નિરખ્યાં હશે! કેટલા ઋષિમુનિઓ, બ્રાહ્મણો અને ભિખ્ખુઓએ તીર્થરાજ પાસેથી જીવનયોગની સિદ્ધિ પ્રાપ્ત કરી હશે! ભગવાન બુદ્ધના વિહારની આ સંગમભૂમિ સાક્ષી છે! રાજર્ષિ અશોકના 'ધર્મચક્રપ્રવર્તન'નો મહાસંદેશ એણે આનંદથી અન્તરમાં ઝીલ્યો છે. મહાકવિ કાલિદાસે આ પુણ્યભૂમિ ઉપર ઉભા

રહી ગંગાયમુનાના સંગમનું રહસ્ય અન્તરમાં ઊનાર્યું હશે ! નાલન્દા વિદ્યાપીઠના આચાર્ય શીલભદ્ર અને સમ્રાટ્ હર્ષવર્ધને સાથે મળી એ મહાન વિદ્યાપીઠના વિકાસની યોજના સંગમસ્થાનના કાંઠે બેસી વિચારી નહિ હોય ! અને મહારાજ હર્ષવર્ધનના ત્રીસ વર્ષના અમલ દરમિયાન આ પુણ્યભૂમિએ ૭ મહાયજ્ઞો નિહાળ્યા છે. રાજ્યના ખજાનામાં એક કોડી પણ રાખ્યા સિવાય દર પાંચ વર્ષે ઉજવાતા ઉત્સવમાં સમ્રાટ હર્ષવર્ધન પોતાની એકત્ર થએલી સમૃદ્ધિને બ્રાહ્મણો શ્રમણો અને અભ્યાગતોમાં વહેંચાવી કૃતકૃત્ય થતા. આર્થિક સામ્યવાદની આ અદ્ભુત યોજના એકવાર ઇતિહાસમાં અમલમાં આવી હતી ! દિગ્વિજય અર્થે નીકળેલા ભગવાન શંકરાચાર્યે પણ આ સંગમસ્થાનમાં કર્મ-મૂર્તિ કાલિન્દીને જ્ઞાનગંગામાં પરિસમાપ્ત થતી નિહાળીને કોઈ વિરલ આનન્દ અનુભવ્યો હશે ! શંકરભગવાનના ઉત્તરાધિકારી કેટલા સન્તસાધુઓએ આ સંગમનું રહસ્ય પીછાન્યું હશે ! તુલસીદાસે તીર્થરાજ પ્રયાગનો મહિમા મુક્તકંઠે ગાયો છે. આજ પણ આ સંગમભૂમિ, મોતિલાલજી માલવીયાજી અને જવાહરલાલની જન્મભૂમિ બની એનો 'જ્ઞાનકર્મ સમુચ્ચય' નો ઉચ્ચ સંદેશ આપી રહી છે.

સને ૧૯૨૭ ના જળપ્રલયના વર્ષમાં એક પ્રભાતકાલે હોડીમાં બેસી અમે સંગમસ્થાને સ્નાન કરવા નીકળ્યા. વરસાદ ધોધમાર પડતો હતો. મેઘની ભયંકર ગર્જનાઓ સંભળાતી હતી. વચ્ચે વચ્ચે આગના અંગારા જેવા વીજળીના ચમકારા ચમકતા હતા. યમુનાના કલ્લોલનો કોલાહલ કાન ચીરી નાંખે તેવો ભીષણ હતો. એના પ્રચંડ તરંગો

તીવ્ર વેગથી ગંગાને મળવા અધીરાઈથી દોડતા હતા. આસપાસ ફેલાતી અન્ધકારની છાયા પળે પળે ઘેરી બનતી હતી. કોઈ કોઈ છૂટી છવાયી હોડીઓ પ્રલયના પૂર વીંઝતી આગળ ધપતી હતી. તરંગો ઉપર ઉછળતી પછડાતી અમારી નૌકા વાયુવેગે સંગમતીર્થે પહોંચી.

સંગમસ્થાને પહોંચતાંજ યમુનાનો વેગ તત્કાલ થંભી ગયો. એની મસ્તી જોતજોતામાં અદશ્ય થઈ ગઈ. એનું તોફાન એકાએક શમી ગયું. ગંગાને ગાઢ આલિંગન આપતાં વેંતજ યમુના અજબ રૂપાન્તર પામી. એનામાં અપૂર્વ શાન્તિ આવી. એણે ગંગાને આત્મસમર્પણ કર્યું અને એનું યુગોનું આવરણ સરી ગયું.

યમુનાનો નૂતન દેહ નિહાળી, એમાં સ્નાન કરી, આસપાસ દેવદર્શન કરી, અમે હોડીમાં પાછાં ફર્યાં. અમારે સામુ પૂર વીંઝવાનું હતું. ફરી વરસાદ મંડાયો. હોડી ડામાડોળ થઈ હતી અને મહાકષ્ટે આગળ ચાલતી હતી. એટલામાં પવન જોશબંધ વાવા માંડયો. પવનના સપાટામાં હોડીની અસ્થિરતા વધતી ગઈ. કાલિન્દીના કાલતરંગોએ નૌકા ઉપર આક્રમણ કર્યું અને ઉપરા ઉપરી પાણીની છોળો હોડીમાં આવતી ગઈ. અમે ઝપાટાબંધ ઘડો ભરી ભરીને પાણી ઉલેચતાં ગયાં. અમારા ખલાસીઓ નૌકાને કિલ્લાની દીવાલ પાસે કુશળતાથી તારવી ગયા. પરંતુ અહિંયાં વમળોની મધ્યમાં અમારી જીંદગી પૂરેપૂરી જોખમમાં આવી પડી. ખલાસીઓને હોડી પાછી વાળવા મેં આગ્રહપૂર્વક જણાવ્યું. પાછા જવું એ અપશુકન છે એવી ખલાસીઓમાં પ્રબળ માન્યતા છે તથાપિ મહમુસી-

બતે એઓએ હોડી પાછી વાળવા પ્રયત્ન આદર્યો. દીવાલને લાંબો વાંસ ટેકાવી જોરથી હોડીને હડસેલો મારતાં એક બાજુએ એ એટલી બધી નમી ગઈ કે એમાં બેઠેલાં કેટલાંક બાળકોએ હૃદય ચીરી નાંખે તેવી કરુણ ચીસ પાડી. કેટલાંકે જળશયનની તૈયારી કરવા પ્રભુની પ્રાર્થના આરંભી. હોડીમાં બેઠેલ એક નવ દમ્પતીએ પરમ ધૈર્ય રાખી હૃદયના ભાવને અન્તરમાં શમાવી પ્રાર્થનામાં સાદ પુરાવ્યો. સદ્ભાગ્યે બીજા હડસેલે હોડી સમતોલ થઈ અને અમે ડૂબતાં બચી ગયાં. પ્રભુનો ઉપકાર માનતાં અમે ફરી સંગમતીર્થે આવ્યાં અને ત્યાંથી ગાડીમાં બેસી ઉતારે પહોંચ્યા. ઉતારે પહોંચ્યા પછી એક બે પ્રશ્નો અન્તરમાં ઊઠયા:

આ સંગમસ્થાનનું રહસ્ય વિચારનાર કેટલા હૅમ્લેટ અને ઑથેલો જીવનની કરુણતા અટકાવી શકે તેમ છે?

જ્ઞાનકર્મના સમન્વય વગર પરમસિદ્ધિ કદાપિ પ્રાપ્ત થઈ શકે? અલબત્ત, ભક્તહૃદય તો જોઈએ જ.

# જગન્નાથનો સાગર

દ્વારકાનો સાગર એકવાર જોયો હતો પરંતુ જગન્નાથનો સાગર જોવો બાકી હતો. પૂર્વાશ્રમના બાલસ્નેહી એક સંન્યાસી સાથે દ્વારકાના સાગરતીરે આદ્ય શંકરાચાર્યનું સ્મરણ કરતાં કરતાં કલ્પનાનેત્રથી જગન્નાથના સાગરને નિરખ્યો હતો. પરંતુ એક બંગાળી અધ્યાપક મિત્રે એની સાચી અને છટાભરી વાણીમાં જગન્નાથના સમુદ્રનો મહિમા ગાયો ત્યારથી એ જોવાનો તલસાટ વધ્યો હતો. આજથી દશેક વર્ષ પૂર્વે એ મરતીખોર મહાસાગરનું સાક્ષાત દર્શન કરવાનો સમય પ્રાપ્ત થયો.

કલકત્તાથી જગન્નાથ જતાં માર્ગમાં કેટલાક માઈલો સુધી રેલ્વે ટ્રેઇન તમાલ અને તાલના તરુઓ વચ્ચે થઈને દોડે છે. સાગરકાંઠે ઉભેલાં આ મનોહર વૃક્ષોની હારની હારમાંથી પળેપળે પ્રત્યક્ષ થતો મહાસાગરનો ભવ્ય અને તેજોમય વિસ્તાર યાત્રાળુને આનંદ અને આશ્ચર્ય બંને પમાડે છે અને સમુદ્રની સપાટી ઉપર વિરાજતી અપૂર્વ

ધવલતાને આત્માના ઊંડા સંગ્રહસ્થાનમાં અમૂલ્ય સંસ્કારો રૂપે સંઘરવાને લલચાવે છે. આકાશ અને સાગર ઉભયની એક સામટી શુભ્રતા કોઈ અદ્ભુત દિવ્ય પ્રદેશ દેખાડે છે અને નેત્રને પરમ સુખથી કૃતાર્થ કરે છે. પરંતુ આ આનન્દસમાધિ અલ્પજીવી હતી. રસ્તામાં આવતાં સ્ટેશનો ઉપર છૂટાં છવાયાં ઉભેલાં કે આમ તેમ યન્ત્રો પેઠે હાલતાં ચાલતાં માનવકંકાલો ઠેરઠેર નજરે પડતાં હતાં અને આસ-પાસ પથરાએલી કુદરતની અપાર સમૃદ્ધિનો ઉપહાસ કરતાં હતાં. જગન્નાથનું સ્ટેશન આવ્યું ત્યાં તો આ હાડપિંજરો ઉભરાતાં ગયાં અને નગરની વચ્ચે આવેલા જગન્નાથજીના મંદિર પાસે પહોંચતાં તો દુઃખ દારિદ્ર્ય અને સતતદુષ્કાળથી વીંટાએલું માનવજીવન એકલું જ જાણે સર્વત્ર નજરે ચઢવા માંડ્યું. મંદિરની અંદર અને બહાર, સ્થળે, સ્થળે, દરિદ્રનારાયણનું વિશ્વરૂપદર્શન થતું હતું. યાત્રાળુને હૃદયના ખરા ભાવથી જગત્‌ના નાથને દિવ્ય ચક્ષુ આપવાની પ્રાર્થના કરવાની અપેક્ષા રહેતી હતી.

આ દરિદ્રનારાયણોનાં જૂથનાં જૂથ યાત્રાળુઓની આસપાસ રાત દિવસ ઘૂમે છે અને એક પાઈ માટે માઇલ સુધી ઢસડાતાં પછડાતાં એમની પાછળ પાછળ જાય છે. ભક્ત કવિ જયદેવ અને ચૈતન્ય મહાપ્રભુએ એક વાર જે નગરમાં ભક્તિ રસની છોળો ઉરાડી હતી તે નગરમાં આજ શુષ્કતા અને દીનતાનાં પ્રચંડ મોજાં ફરી વળ્યાં છે. મંદિર પાસે પડેલા વિશાળ રથનાં કાલચક્રોએ ભયંકર કેર વર્તાવ્યો છે. કાલ ભગવાનની લીલાએ શો અજબ પરિવર્ત કર્યો છે !

જેમ કાશીનું ખરું દર્શન કરવું હોય તો કાશી-

વિશ્વનાથના મંદિરમાં તે થઈ શકતું નથી પરંતુ ગંગાના કાંઠે આવેલા દશાશ્વમેધ ઘાટ ઉપર એકત્ર થએલી વિવિધ પ્રાન્તોની માનવમેદનીમાં થઈ શકે છે તેમ જગન્નાથનું ખરું મહત્ત્વ નગરની મધ્યમાં આવેલા જગન્નાથના મંદિરમાં જણાતું નથી પરંતુ સમુદ્રકાંઠે કલ્પનાના નયનથી દેખાતા જગન્નાથના દર્શનમાં રહેલું છે.

જગન્નાથના સાગરને જોતાં જ કલ્પનાતીત ભવ્યતા આશ્ચર્યચકિત કરે છે. આકાશ અને હિમાલયની ભવ્યતા કરતાં સાગરની ભવ્યતા જુદી જ છે. ઘોર ઘુઘવાટ કરતાં ઉન્નત ગિરિશિખર જેવા તોફાની તરંગો પ્રતિક્ષણ સંપૂર્ણ સામર્થ્યથી ઉછળે છે. અહો! કેટલા જોરથી બે મોજાં પરસ્પર અફળાય છે! કોણ કહેશે કે જગતનો જીવનવિકાસ સપાટ મેદાનોમાં વહેતી સરિતાના શાન્ત પ્રવાહ જેવો છે? જગતનાં સર્વ દ્વન્દ્વો સમુદ્રનાં પ્રચંડ તરંગો પેઠે પરસ્પર અથડાતાં નથી? એ અથડામણમાં કેટલો ભયંકર અવાજ, કેટલી અવ્યવસ્થા, કેટલું મન્થન, કેટલું તોફાન માલમ પડે છે? આમાં સમતા ક્યાં છે? આમાં મેળ ક્યાં છે? આમાં તો ક્રિયા અને પ્રતિક્રિયાનું ક્ષણે ક્ષણે દ્વન્દ્વ યુદ્ધ ચાલ્યા કરે છે!

પરંતુ દૂર દૂરથી ભીષણ વેગમાં ધસી આવતું પેલું મોજું એની આગળ એટલા જ વેગથી દોડતાં બીજા મોજા સાથે કેટલા સામર્થ્યથી અફળાય છે અને જોતજોતામાં એની સાથે મળી જાય છે! આ પરસ્પર વિરોધી જણાતાં મોજાં એકબીજાના સ્વભાવસિદ્ધ સહકારીઓ છે. આ યુદ્ધના તરંગો, એ સાથે સાથે સહકારના જ તરંગો છે. એઓ એકબીજામાં મળી જવા માટે, એકબીજામાં એકરૂપ થવા માટે જ, એ

એકબીજાનો વિરોધ કરે છે. પરસ્પરવિરોધી સિદ્ધાન્તોનો સમન્વય એ જ માનવસમાજના વિકાસનો મહાનિયમ છે.

એક દિવસ બપોરના બે વાગે અમે સમુદ્રના દર્શન કરવા ગયાં. જગન્નાથના સાગરની સપાટી ઉપર ચઢેલી જોરાવર ભરતી ઉપર એક તારો ભારે કુશળતાથી તરતો હતો. એ પળવારમાં તરંગોનાં ઊંચાં શિખરો ઉપર દેખાતો હતો અને પળવારમાં તરંગો વચ્ચેની કોઇ ઊંડી ખીણમાં અદૃશ્ય થતો હતો. સાગરે રુદ્રરૂપ ધારણ કર્યું હતું તેવે સમયે પણ મનુષ્ય એની મધ્યમાં અથડાતો પછડાતો કેવી સમતાથી, કેવી કુશળતાથી તરી શકે છે એ પદાર્થપાઠ એ તારો આપી રહ્યો હતો. મનુષ્ય ભયાનક ભીષણતા સાથે અજબ જંગ ખેલી શકે છે, એ એના જીવનની એક અનન્યસાધારણતા છે, અને ભાવિની પરમ આશા છે.

જગન્નાથના સાગરને આંખ ભરીને જોયા પછી એક વિચાર એ આવ્યો કે યાત્રાળુએ જગન્નાથને ઝીણી નજરે જોવો હોય તો સાગરકાંઠે આવેલા એકાદ મકાનમાં થોડો સમય રહેવું અને પોતાની સામે પ્રતિક્ષણ પ્રત્યક્ષ થતું પ્રભુનું રુદ્રરૂપ નિહાળવું અને યથાશક્તિ સમજવું. પરમાત્માનું કાલ સ્વરૂપ, એનું ભવ્ય અને સંહારક સ્વરૂપ, એ એ દયાસાગરના સર્જક અને પાલક સ્વરૂપ જેટલું જ મહત્ત્વનું છે. એના સાક્ષાત્કાર સિવાય વિકાસમાં આગળ વધવું અશક્ય છે. જગન્નાથની દયા અને કરાલતા, એની સુન્દરતા અને ભવ્યતા, એ સર્વ સમજ્યા વગર મનુષ્યને કાલાન્તરે પણ છૂટકો નથી. પરંતુ પ્રભુનું રુદ્ર સ્વરૂપ સમતોલપણાથી નિહાળવાની કલા પ્રભુકૃપાથી જ પ્રાપ્ત થાય છે.

જગન્નાથ અને દ્વારકાધીશ એ બંને ભારતવર્ષના ઉપાસ્ય દેવો છે. એક ભવ્ય છે, બીજા સૌમ્ય છે. એક પરમાત્માનું પરત્વ ( Transcendence ) અને બીજા એનું અન્તરત્વ ( Immanence ) પ્રકટ કરે છે. બંને સ્વરૂપો એકઠાં મળીને પરમ સત્ય બને છે અને ભારતવાસીઓને અને અખિલ માનવજાતિને એ સમજવા માટે મહાસાગરના કાલતરંગો દ્વારા નિરંતર નિર્દેશ કરે છે.

# મનુષ્ય અને પ્રકૃતિ

" To every from of being is assigned
... ... ... ... ...
An Active principle:—Howe'er removed,
From sense and observation, it subsists
In all things, in all natures; in the stars
Of azure heaven, the unenduring clouds,
In flower and tree, in every pebbly stone
That paves the brooks, the stationary rocks,
The moving waters, and the invisible air.
Whatever exists hath properties that spread
Beyond itself, communicating good,
A simple blessing, or with evil mixed;
Spirit that knows no insulated spot,
No chasm, no solitude from link to link
It circulates, the Soul of all the worlds"

" The Excursion "—Book Ninth.

કવિ વર્ડ્ઝવર્થે પ્રબલ કલ્પનાદ્વારા પ્રકૃતિના અન્તઃસ્વરૂપનું સૂક્ષ્મ દર્શન કર્યું. પૂર્વોક્ત પંક્તિઓમાં પ્રકૃતિના પ્રત્યેક સ્વરૂપમાં વિરાજમાન પરમતત્ત્વનું એ દર્શન કરે છે. એની 'તત્ત્વભેદી' દૃષ્ટિ સમીપ પ્રકૃતિ જડ અથવા નિર્જીવ પદાર્થરૂપે પ્રતીત થતી નથી પરંતુ પ્રકૃતિના સર્વ પદાર્થો ચૈતન્યમય અને પરસ્પર સંકલિત ભાસે છે. ઉત્ક્રાન્તિવાદનો સિદ્ધાન્ત સંપૂર્ણ વિકાસ પામ્યો તે પહેલાં વર્ડ્ઝવર્થની કાવ્યસૃષ્ટિનો આરમ્ભ થએલો હોવાથી 'રુધિરથી ખરડાએલા પ્રકૃતિના સ્વરૂપ'નો એના કાવ્યમાં સર્વથા અભાવ નજરે પડે છે. વળી મનુષ્ય અને પ્રકૃતિ વચ્ચે મૌલિક ભેદ કે વિરોધ નથી પરંતુ બંને વચ્ચે માત્ર પ્રમાણુનોજ તફાવત છે એમ એનું સ્પષ્ટ મન્તવ્ય છે. પત્થર વનસ્પતિ, પ્રાણી, મનુષ્ય-સર્વમાં-જીવન ભર્યું છે–પ્રભુ સૃષ્ટિના અન્તરમાં સભર ભર્યો છે—એમ એ અનુભવપૂર્વક પ્રતિપાદન કરે છે. વસ્તુમાત્રમાં એ અનુસ્યૂત ચૈતન્ય વ્યાપેલું જુવે છે.

પ્રકૃતિ તરફ મનુષ્ય બે રીતે જુવે છેઃ અભેદદૃષ્ટિએ અને ભેદદૃષ્ટિએઃ અર્થાત્ મનુષ્ય પ્રકૃતિને પોતાથી અભિન્ન કે અવિરોધી માને છે અથવા ભિન્ન કે વિરોધી ગણે છે. પ્રથમ દૃષ્ટિએ જોતાં મનુષ્ય જીવન અને વિશ્વના વિશાલ જીવન વચ્ચે ગાઢ સંબન્ધ સમજાય છે. પ્રકૃતિનાં સૌમ્ય અને ભવ્ય દૃશ્યો જોઇ મનુષ્ય અનંત પ્રેરણા મેળવે છે અને પોતે પવિત્ર અને પ્રેમાળ બને છે. વૃક્ષો, લતાઓ, સરિતાઓ, સરોવરો વગેરે સાથે એ 'સહોદર સ્નેહ, કેળવે છે. પ્રકૃતિ માતાના ઉત્સંગમાં એ બાળકની પેઠે રમે છે અને એના અમીરસનું પાન કરે છે. આ દૃષ્ટિએ એ પ્રકૃતિનું

રહસ્ય ઉકેલી શકે છે. આવા સમભાવ દ્વારા મનુષ્ય વિશ્વના અનંત જીવનને પોતાનું કરી શકે છે. બીજી દૃષ્ટિ ભેદની છે. × જ્યારે મનુષ્ય પ્રકૃતિને ભેદ દૃષ્ટિએ જુવે છે ત્યારે એ પ્રકૃતિના યાન્ત્રિક સ્વરૂપને પ્રાધાન્ય આપે છે અને યાન્ત્રિક પદ્ધતિઓની શોધ કરવા મથે છે. આ રીતે પણ પ્રકૃતિની મહાન શક્તિઓનું એ જ્ઞાન મેળવે છે. પ્રકૃતિના મહાનિયમોની શોધો દ્વારા પરમાત્માનું પ્રાકટ્ય થાય છે એ ખરું પરંતુ તેનો ઉપયોગ મનુષ્ય પોતાના લાભને માટે કરે છે. મનુષ્યની પ્રબળ લાલસા પ્રકૃતિના અસંખ્યબળો ઉપર સર્વોપરિપણું સિદ્ધ કરવાની હોય છે. પરિણામે મનુષ્ય અને પ્રકૃતિ વચ્ચે વિરોધ અને અન્તર વધતાં જાય છે. પૂર્વોક્ત બંને રીતોને જગતમાં સ્થાન છે. હિંદુસ્થાને પ્રથમ દૃષ્ટિનું સેવન કર્યું છે; યુરોપે બીજીને સેવી છે. બંનેથી ભવ્ય પરિણામો આવ્યાં છે—એકથી આધ્યાત્મિક સમૃદ્ધિ, બીજીથી ભૌતિક વિજય.

પ્રકૃતિ અને મનુષ્ય પ્રકૃતિ—ઇશ્વર—નાં બે સ્વરૂપો છે. શ્યામ અને ઉજ્જ્વલ. બંને પ્રકૃતિનાં બંને સ્વરૂપો વચ્ચે પરસ્પર સંબન્ધ છે. બાહ્ય પ્રકૃતિમાં તીવ્ર જીવન કલહ વ્યાપી રહ્યો છે. એક બીજાને ફાડી ખાવાની હિંસ્ર વૃત્તિ ચાલી રહી છે. પરંતુ વસ્તુતઃ પ્રકૃતિનો ઉદ્દેશ નિષ્ઠુર નથી પણ પ્રેમનો સમભાવનો અને સદ્દચારનો છે. જેમ એક જન્તુ, પક્ષી કે પશુ, અન્યનો સંહાર કરે છે તેમ એક માતા પોતાનાં બચ્ચાંને માટે પ્રાણાર્પણ કરે છે એવાં

× કવિવર રવીન્દ્રનાથ ટાગોરના 'Creative Unity' નામના ગ્રન્થમાં પાન ૪૫-૪૬ ના આધારે.

ઉદાહરણો તિર્યક્ અને પશુયોનિમાં પણ મળી આવે છે. આમ કલહથી બલવત્તર શક્તિ પ્રેમ પણ ત્યાંજ વિરાજે છે. પ્રેમ પાસે સર્વ કલહો—સર્વ વિરોધો શાંત થાય છે. આટેજ ટેનિસન કહે છે કેઃ—

" And love Creation's final law
'Tho' Nature red in tooth and claw. "

મનુષ્ય પ્રકૃતિમાં કામ ક્રોધ લોભ મોહ અને શમ દમ વૈરાગ્ય તિતિક્ષા આદિ આસુરી અને દૈવી વૃત્તિઓ ભરેલી છે અને એ બંને વચ્ચે નિરંતર યુદ્ધ ચાલ્યાં કરે છે. જગતનાં મહાયુદ્ધો મનુષ્યની આન્તર વૃત્તિઓનાં મૂર્ત સ્વરૂપો છે. પરંતુ જેમ મનુષ્યોનો સંહાર કરનાર અને મનુષ્ય અને મનુષ્ય વચ્ચે અને પ્રજા અને પ્રજા વચ્ચે વેર ઇર્ષ્યા અને દ્વેષ ફેલાવનાર રાક્ષસો જગતમાં પડ્યા છે તેમ મનુષ્યજાતિના હિતચિન્તકો અને સર્વભૂતાનુકમ્પાથી ઊભરાતાં હૃદયવાળા મહાત્માઓ પણ મળી આવે છે. તેઓ ક્રોધને અક્રોધથી, અસાધુને સાધુતાથી અને હિંસાને અહિંસાથી જિતે છે. આમ પ્રકૃતિમાં અને મનુષ્ય આત્મામાં—સર્વત્ર—સર્વને વશ કરવાનું અચૂક શસ્ત્ર પ્રેમ છે.

આપણા દેશની સંસ્કૃતિનું મંડાણ અનંત પ્રકૃતિના કોમળ ઉત્સંગમાં છે. તપોવનમાં પ્રકૃતિનાં વિવિધ સ્વરૂપોની સાથે નિરંતર સાક્ષાત્ પરિચયમાં આવનાર અનેક ઋષિઓએ આપણી સંસ્કૃતિને ઘડી છે. આ બ્રહ્મનિષ્ઠ તપસ્વીઓ પાસે સાદું પવિત્ર અને ઉન્નત જીવન ગાળીને અનેક વિદ્યાર્થીઓ પરમ જ્ઞાન સંપાદન કરતા. આપણા દેશની ઉપનિષદ્ અને સૂત્રકાળની કેળવણી આ જ્ઞાનવૃદ્ધ ગુરુઓના ચરણે બેસીને

તપોવનમાં ગ્રહણ કરવામાં આવતી. તપોવનના સાદા પવિત્ર અને નિર્દોષ જીવન તરફ આપણો દેશ સેંકડો વર્ષો થયાં માન અને પ્રેમની દૃષ્ટિએ જોતો આવ્યો છે.* આપણાં મહાકાવ્યો રામાયણ અને મહાભારતની અનેક આખ્યાયિકાઓ અરણ્યની આસપાસ ગૂંથાએલી છે અને અરણ્યવાસીઓના સંદેશાથી ભરપૂર છે. રામાયણમાં વનવાસ દરમિયાન 'ગિરિવનપ્રિય' રામચન્દ્રજી અનેક તપોવનમાં પ્રવેશ કરે છે અને ત્યાં પરમ આનંદ અને શાંતિ અનુભવે છે. ગંગાનો વિશાલપટ, મલયવતી નદી પાસે આવેલા ચિત્રકૂટ ગિરિના પ્રદેશો, દંડકારણ્ય, પંચવટી, ગોદાવરીનો કાંઠો વગેરે ચિત્ર-વિચિત્ર પશુપક્ષીઓથી ભરપૂર રમ્ય સ્થળો જોઈને સીતા-લક્ષ્મણસહવર્તમાન રામચન્દ્રજી ગૃહત્યાગનું દુઃખ ભૂલી જાય છે અને ઊંડું સુખ અનુભવે છે. આમ પ્રકૃતિ સાથેના ક્રૂર કલહમાં નહિ પરંતુ તેની સાથેના સમભાવમાં રામાયણના કથાપુરુષ રામચન્દ્રજીની મહત્તાનો આપણે સાક્ષાત્કાર કરીએ છીએ. રામ અને સીતાની અગાધ પ્રીતિએ બે હૃદયનો યોગ સાધ્યો એટલું જ નહિ પરંતુ વિશાલ વિશ્વની સાથે બંનેના પ્રેમને જોડી દીધો. અને તેથી જ સીતાજીનું હરણ થતાં આખા તપોવનને સીતાજીનો વિયોગ અસહ્ય થઈ પડયો. મહાભારતમાં પણ અનેક વાનપ્રસ્થ તપસ્વીઓનું નિર્મળ જીવન અને ઉપદેશ તપોવન તરફ અદ્ભુત પ્રેમ ઉપજાવે છે. પણ જતે દહાડે આપણા દેશમાં પ્રેમ અને કલાના

* આ ભાગ અને પછીના બે પૅરેગ્રાફનો કેટલોક ભાગ 'Creative Unity'માંના 'The Religion of the Forest' ને આધારે લખ્યો છે.

વિકાસની સાથે ધન અને સમૃદ્ધિ વધતાં ગયાં. આ વૈભવ અને કલાનો અતિરેક તપોવનની વિશુદ્ધ શાંતિનો ઉચ્છેદક થયો. મહાકવિ કાલિદાસના સમયમાં જીવનની પ્રાચીન સાદાઈ અદશ્ય થઈ ગઈ હતી, રાજાઓ સ્વધર્મથી ભ્રષ્ટ થયા હતા અને વિલાસપ્રિય બન્યા હતા. આથી જ વિક્રમાદિત્યના સિંહાસન પાસે બેસીને હિન્દના આધ્યાત્મિક સાધનામય ભૂતકાળની પવિત્રતા અને સરલતાને માટે એ મહાકવિ તલપે છે અને એ ઝંખનાને લીધે જ રઘુવંશના પ્રાચીન રાજર્ષિઓનાં ચરિત લખવાને પ્રેરાય છે. કાલિદાસના બધા ગ્રન્થોમાં એક તરફ રાજ્યવૈભવની નિઃસીમ ઉચ્છૃંખલતા અને બીજી તરફ 'શમપ્રધાન' તપોધનોનું શાંત આત્મબળ પ્રકટ થાય છે.

રઘુવંશના પ્રારંભમાં જ રાણી સુદક્ષિણા સહિત રાજા દિલીપ તપોવનમાં પ્રવેશ કરે છે અને કુલગુરુ વસિષ્ઠના આશ્રમમાં ગાય ચારવાના કામમાં વ્યાપૃત થાય છે. આ પ્રમાણે સાદાઈ અને સંયમની વચ્ચે કાવ્ય મંડાય છે અને અગ્નિવર્ણના રાજ્યવૈભવ અને સ્વચ્છંદી ભોગવૃત્તિમાં પરિણમે છે. શાકુન્તલમાં પણ પ્રકૃતિના ખોળે ઉછરેલા તપસ્વીઓના નિર્દોષ જીવન અને વૈભવ અને ભોગમાં ઉછરેલા રાજાના જીવન વચ્ચે ઉત્કટ વિરોધ દર્શાવવામાં આવ્યો છે. એક તરફ પ્રાણિમાત્રને અભયદાન આપનાર 'સર્વ ભૂતોના શરણ્ય' એવા તપોવનના 'અરણ્યસદો' અને બીજી તરફ મૃગયાની ક્રૂર રમતમાં આનન્દ માનનાર રાજા દુષ્યન્ત— બંને વચ્ચે રહેલું અન્તર કવિ આરંભથી જ તારવી કાઢે છે અને તે નીચેની પંક્તિઓમાં પ્રકટ થાય છે.—

'न खलु न खलु बाणः सन्निपात्योऽयमस्मिन्–
मृदुनि मृगशरीरे पुष्पराशाविवाग्निः'

'ઉત્તરરામચરિત' અને 'કાદમ્બરી'માં પ્રકૃતિના સુન્દર અને પવિત્ર જીવનનું વર્ણન કરવાની ભવભૂતિ અને બાણની મમતા પણ સ્પષ્ટ તરી આવે છે.

અંગ્રેજી સાહિત્યમાં પૂર્વે પ્રકૃતિ અને મનુષ્યના સંબન્ધ પરત્વે આપણા કરતાં જુદું વલણ હતું. શેક્સપીઅરનાં નાટકોમાં દુઃખી મનુષ્ય આત્માને પ્રકૃતિ સાન્ત્વન આપતી નથી; પરંતુ રાજ્યખટપટના જીવન કરતાં કુદરતનું જીવન શાંત અને નિર્દોષ છે એટલું પ્રતિપાદન કરવામાં આવ્યું છે. વળી કેટલીકવાર પ્રકૃતિનાં ઉજ્જ્વલ સ્વરૂપ કરતાં શ્યામ સ્વરૂપ ઉપર વિશેષ ભાર મૂકવામાં આવ્યો છે. શેક્સપીઅરનાં નાટકોમાં પ્રકૃતિ અને મનુષ્ય પ્રકૃતિ વચ્ચે રહેલું અંતર એ મહાકવિની જાતિ, સમય અને દેશના સંપ્રદાયને લીધે જોવામાં આવે છે. એના ગ્રન્થોમાં સૃષ્ટિ સૌન્દર્યની અવગણના કરવામાં આવી નથી. પણ મનુષ્યજીવન અને વિશ્વના વિશાલ જીવન વચ્ચે એણે એક્તા પ્રતિપાદન કરી નથી. પરંતુ વર્ડ્ઝવર્થ અને શેલીમાં આ સંબન્ધ પરત્વે સમભાવ અને એકતાનું વલણ જોવામાં આવે છે. હિન્દના તત્ત્વજ્ઞાનની નવીન શોધની અસરને લીધે જર્મનીનો આત્મા સંક્ષુબ્ધ થવાથી અને પાશ્ચાત્ય દેશોનું ધ્યાન દોરાવાથી યુરોપમાં જે મહાન માનસિક ફેરફારો થયા તેનું જ આ ખાસ પરિણામ છે. 'પેરેડાઈઝ લૉસ્ટ' માં મિલ્ટને ઈડનના સ્વર્ગીય ઉદ્યાનના સૌન્દર્યનું સરસ વર્ણન કર્યું છે અને ત્યાં પ્રાણીઓ પરસ્પર સંપથી વર્તતા એમ એ કહે છે. પરંતુ

મનુષ્ય અને પ્રકૃતિ વચ્ચેના ઊંડા સંબન્ધનો ઉલ્લેખ એણે પણ કર્યો નથી. જે ગુફામાં આદમ અને ઈવ રહેતા હતા ત્યાં:—

" Bird, beast, insect, worm
Durst enter-none; such was their awe of man.

હિન્દે મનુષ્યની ઉત્તમતાનો સ્વીકાર કર્યો છે; પરંતુ તે પ્રકૃતિ સાથે સમભાવ અને સહચાર કેળવીને અને નહિ કે શ્રેષ્ઠતાના અભિમાનથી દોરાઈને પ્રકૃતિથી અળગા રહીને.

જનસમાજની ભાવનાઓનું પ્રતિબિમ્બ તેના સાહિત્યમાં પડે છે; કારણ કે સાહિત્ય અને જનસમાજના જીવન વચ્ચે નિકટ સંબંધ રહેલો છે. કુદરતના સખ્ત નિયમોનાં રહસ્યો ઉકેલવામાં રોકાએલા અઢારમી સદીના ઇંગ્લંડના સાહિત્યમાં શંકા અને નાસ્તિકતાની પ્રબળ છાપ નજરે પડે છે. આ સમયના પ્રતિનિધિરૂપ કવિઓનું મગજ પણ મનુષ્યના રાગદ્વેષ અને મહાત્વાકાંક્ષાઓમાં જ પરોવાએલું જણાય છે. આ કારણને લીધે પ્રકૃતિમાં ઓતપ્રોત થએલા પરમ તત્ત્વનું દર્શન મનુષ્યબુદ્ધિથી થઇ શક્યું નહિ. એક વિદ્વાન વિવેચક કહે છે તેમ મિલ્ટનના મહાકાવ્ય 'પૅરેડાઇઝ લૉસ્ટ' અને ટૉમ્સનની 'સીઝન્સ'ની પ્રસિદ્ધિના અંતરિયાળના સમયમાં કાવ્યપ્રદેશમાં બાહ્ય પ્રકૃતિના વર્ણનમાં એક પણ નવીન પ્રતિમાનો ઉમેરો થયો નથી. ટૉમ્સનના સૃષ્ટિસૌન્દર્યનાં વર્ણનોમાં પ્રકૃતિનું ઊંડુ નિરીક્ષણ અને ચિન્તન જણાતાં નથી. આપણાં નર્મદાશંકરનાં કાવ્યો પેઠે, કાઉપરનાં વર્ણનાત્મક કાવ્યોમાં પણ પ્રકૃતિનું સૂક્ષ્મ નિરૂપણ નથી. કાઉપરની કવિતા ટોમ્સન અને વર્ડ્ઝવર્થની વચ્ચે

એ કોઇ રૂપે છે પરંતુ પ્રકૃતિનાં 'સાચાં સુન્દર અને ભાવવાહી' ગીતો તો તે વર્ડ્ઝવર્થે જ ગાયાં. વર્ડ્ઝવર્થની ઉકત કાવ્યસૃષ્ટિનું પ્રેરકબલ યુરોપમાં થએલો હિન્દના તત્ત્વજ્ઞાન અને સાહિત્યના પ્રચારની અસર છે એમ ઉપર ઉલ્લેખ કર્યો છે. આ પરિવર્તનને પરિણામે શેલી આદિ ઘણા કવિઓએ મનુષ્ય અને પ્રકૃતિ વચ્ચે તાત્ત્વિક સંબન્ધ પ્રતિપાદન કર્યો છે.

હિન્દુસ્થાનમાં પ્રકૃતિને મનુષ્યની જરૂરિયાતો પૂરી પાડનાર સમર્થ સાધન તરીકે ગણવામાં આવી નથી પરંતુ પરમાત્માના સાક્ષાત્કારના પરમસાધન તરીકે ગણવામાં આવી છે. પ્રકૃતિના અનંત પદાર્થોદ્વારા પરમાત્માનું પ્રાકટ્ય થાય છે. એક પ્રસિદ્ધ કવિ કહે છે તેમઃ—

" મધુર કુસુમ વિશે રમે ગંધ સુન્દરા,
કૌમુદી મુદપ્રદા, ઉષા મનોહરા,
મૃદુલકંઠ કોકિલરવ શ્રવણસુખકરા;—
સહુમાં વસતી હસતી
પ્રતિફલિતા—શી લલિતા—સુન્દરતા—
તુજ જગદ્ધરા. "

પુષ્પમાં રહેલી સુવાસ, આહ્લાદક ચન્દ્રિકા, મનોહર ઉષા, કોકિલાનો કર્ણપ્રિયરવ—સર્વ—પરમાત્માની પ્રતિબિમ્બિત સુન્દરતા છે.

પ્રકૃતિની સુન્દરતા અને ભવ્યતાથી ભરપૂર સ્થળોને હિન્દુસ્થાન પવિત્ર અને યાત્રાનાં સ્થળો તરીકે પૂજે છે. આ સ્થળો સમુદ્રકિનારે કે પર્વતની ખીણોમાં કે શિખરો ઉપર, અથવા નદીકાંઠે કે ગાઢ વનની મધ્યમાં આવેલાં છે. સર્જનજૂના સમુદ્રને કાંઠે આવેલાં દ્વારકા, જગન્નાથપુરી,

અને રામેશ્વરની યાત્રા અનેક ભાવિક હિન્દુ સ્ત્રીપુરુષો આજસુધી કરતાં આવ્યાં છે. શીતલ બરફથી છવાએલાં શૃંગોથી વિભૂષિત 'નગાધિરાજ' હિમાલય, વિશાલ વિન્ધ્યાચલ, સહ્યાદ્રિ, આબુ, ગિરનાર વગેરે પર્વતોના દર્શનથી અનેક આત્માઓએ પ્રેરણા મેળવી છે. વળી ગંગા, યમુના, સરસ્વતી, સિન્ધુ, બ્રહ્મપુત્રા, નર્મદા, ગોદાવરી વગેરે નદીઓ અસંખ્ય જીવસમૂહને પુણ્ય અને નિર્મલજલથી પવિત્ર કરે છે. અનેક વૃક્ષની ઘટાઓથી ભરેલાં ભવ્ય વનો કુદરતના શાન્ત એકાન્ત જીવન પ્રત્યે મનુષ્યને આકર્ષે છે. આમ પ્રકૃતિ સાથે આધ્યાત્મિક યોગ અને પૂજા દ્વારા મનુષ્ય-આત્માનો વિકાસ સુસાધ્ય છે.

છેવટે અનેક વિરોધી તત્ત્વોને એકતાના સૂત્રમાં ગૂંથનારી શક્તિ પ્રેમ છે એ સત્યનું સ્મરણ કરી વિશાલ વિશ્વપ્રેમની ભાવના એ જ મનુષ્યજાતિના ઉત્કર્ષની પરમ સાધક છે એ વાત ધ્યાનમાં રાખીએ.↗

## કલ્પનાનું ગૌરવ

મનુષ્ય બુદ્ધિસંપન્ન પ્રાણી છે. એક પ્રાણી હોવાથી એનામાં પ્રાણીનું જીવન તો છે જ પરંતુ તે ઉપરાંત એનામાં બુદ્ધિનું જીવન પણ છે. પશુ અને મનુષ્ય–ઉભયમાં–લાગણી અને કૃતિ સામાન્ય છે પરંતુ બુદ્ધિ એ મનુષ્યનો વિશિષ્ટ-અધિકાર છે. બુદ્ધિ વિનાનું જીવન પાશવ જીવન છે. પ્રાણી તરીકે મનુષ્યની સામાન્ય પ્રવૃત્તિ હૃદયની લાગણી અને તજ્જન્ય ઇન્દ્રિય વ્યાપાર છે; પરંતુ લાગણીના આવેશને નિયમમાં રાખનાર અને ઇન્દ્રિયોની પ્રવૃત્તિને સ્વાધીન કરી યોગ્ય માર્ગે દોરનાર તત્ત્વ બુદ્ધિ છે. બુદ્ધિનું ઉત્તમોત્તમ સ્વરૂપ કલ્પના છે.+ વસ્તુતઃ મનુષ્યને પશુથી જુદો પાડનાર

+ તેજસ્વી કલ્પના બુદ્ધિનું અતિ સૂક્ષ્મ સ્વરૂપ છે. ભૂતમાત્રના અંતરમાં રહેલા 'हृच्छय–आन्तर पुरुष'નું દર્શન સૂક્ષ્મબુદ્ધિ વડે જ સિદ્ધ થઈ શકે છે. નીચેની પંક્તિઓ અધિક પ્રકાશ નાંખશે—

एष सर्वेषु भूतेषु गूढोत्मा न प्रकाशते।
दृश्यते त्वग्र्यया बुद्ध्या सूक्ष्मयासूक्ष्मदर्शिभिः॥
कठोपनिषद्.

ગુણ બુદ્ધિ નહિ પણ કલ્પના છે. પરમાત્મા તરફથી મનુષ્યને મળેલી એ ઉત્તમ બક્ષીસ છે. વિશ્વનાં નિગૂઢ રહસ્યો એ ઉકેલી શકે છે. અતિપરિચિત વસ્તુમાં પણ એ દિવ્યતા જોઈ શકે છે. નિત્યના વ્યાવહારિક પ્રસંગોમાં એ અલૌકિક રસ પૂરે છે. મનુષ્યના અંતરમાં સુન્દરતા, ભવ્યતા, વીરતા, પવિત્રતા વગેરે ઉન્નત ભાવો ભરનાર શક્તિ પણ એ જ છે. કલ્પના-રૂપી અતિવિશદ આધ્યાત્મિક નયન સમક્ષ સૃષ્ટિનાં ઊંડામાં ઊંડાં સત્યો દૃષ્ટિગોચર થાય છે. ઇન્દ્રિયો વસ્તુનું ઉપલક સ્વરૂપ જોઈ શકે છે પરંતુ કલ્પનાદ્વારા એ જ વસ્તુનું ઉચ્ચતર, સુન્દર અને સનાતન સ્વરૂપ સમજાય છે.

કેટલાક કહે છે કે કલ્પના કેવળ મિથ્યા તરંગ છે, મનનો સ્વચ્છન્દી ઉડાવ છે, અને તેથી સત્યશોધકને સહેજ પણ ઉપયોગી નથી. આ વાસ્તવિક નથી. કલ્પના અસદ્-ભાસ નથી પણ સત્ય વસ્તુની પ્રતીતિ છે અને તેથી જ પ્રત્યેક જિજ્ઞાસુને સત્યશોધનમાં એ શક્તિ અતિ અગત્યની થઈ પડે છે. વળી મિથ્યા તરંગના વ્યાપારથી મગજ નિર્બળ અને શ્રાન્ત બને છે અને પરિણામે આત્માને શિથિલતા અને ગ્લાનિ પ્રાપ્ત થાય છે. પરંતુ સત્યકલ્પના દ્વારા આત્માનાં બલ અને તેજ વૃદ્ધિ પામે છે અને મનુષ્ય કોઈ અકથ્ય આધ્યાત્મિક સમૃદ્ધિ મૂલવે છે—એક શબ્દ માત્રમાં કહીએ તો—નવજીવન પ્રાપ્ત કરે છે.

પરંતુ આ વિશ્વમાં અને મનુષ્યની હૃદય ગુહામાં રહેલાં ઊંડાં સત્યો કલ્પનાદ્વારા સમજી વાણીમાં વ્યક્ત કરવા એ અતિ વિષમ કાર્ય છે. પ્રાકૃત જનોને એ સુલભ નથી. 'કાન્તદર્શી' કવિ જ એ સનાતન સત્યોનું સ્વરૂપ "પોતાના

પ્રતિભામુકુરમાં પ્રતિબિમ્બિત કરી શકે છે અને ભાવવાહી પદ્યમય રચનામાં ઉતારી શકે છે." પરંતુ કવિ જનોની સુન્દર અને ભવ્ય પ્રતિભાશક્તિ યથાશક્તિ-યથામતિ પ્રાપ્ત કરવાનું સદ્ભાગ્ય સહૃદય વાચકથી સિદ્ધ થઈ શકે એમ છે. આ દૃષ્ટિ મેળવવાને વાચકે કવિની પ્રતિભાદૃષ્ટિ સાથે તાદાત્મ્ય અનુભવવું જોઇએ.

કવિતા એ કલ્પના અને કલાનો સુભગ સંયોગ છે. 'જ્યાં ન પહોંચે રવિ ત્યાં પહોંચે કવિ' એ લૌકિક ઉક્તિમાં પુષ્કળ સત્ય સમાએલું છે. કવિ દ્રષ્ટા અને સ્રષ્ટા-ઉભય-છે. જગત્સ્રષ્ટા બ્રહ્માની સૃષ્ટિ કાર્યકારણના મહાનિયમથી સંકળાએલી છે, પરંતુ કવિની સૃષ્ટિ તો 'नियतिकृतनियमरहिताम्'-એ સાર્વત્રિક નિયમથી પણ સ્વતંત્ર છે. શેક્સપીઅર કહે છે તેમ—

The poet's eye in a fine frenzy rolling
Doth glance from heaven to earth from earth to heaven;
And as imagination bodies forth
The forms of things unknown, the poet's pen
Turns them to shape, and gives to airy nothing
A local habitation and a name"

(કવિતાની સુન્દર ધૂનમાં કવિની આંખ સ્વર્ગ પરથી પૃથ્વી પર અને પૃથ્વી પરથી સ્વર્ગ ઉપર ફર્યા કરે છે, અને જે પ્રમાણે કલ્પનાશક્તિ કલ્પિત વસ્તુઓને આકાર આપે

છે તે પ્રમાણે કવિની કલમ તે ખધાને ઘાટમાં લાવે છે અને ખાલી હવામાં પણ નિયમિત સ્થળ ઉપજાવે છે.)

જીવનને વિવિધ દૃષ્ટિએ અવલોકવું અને એમાં છુપાએલાં સત્યો ભાવમય વાણીમાં પ્રકટ કરવા એ કવિતાનું સર્વોત્તમ લક્ષ્ય છે. જીવનનાં અનેકવિધ સ્વરૂપો અને અનુભવો કવિ આલેખે છે–જીવનની સમાલોચના કરે છે. કવિની દૃષ્ટિ સમક્ષ જીવનનું તાત્ત્વિક–વાસ્તવિક સ્વરૂપ–ખડું થાય છે. કાવ્યરસમાં નિમગ્ન થએલ કવિ, આ જીવનમાં રહ્યા છતાં ઐહિક જીવનની પાર જઈ જગતને નિહાળે છે અને ઐહિક જીવનમાં પણ પરજીવનની ઝાંખી કરે છે. આમ સ્વર્ગ અને પૃથ્વી અર્થાત્ આ જીવન અને પરજીવન–એ બંને વચ્ચે રહેલો સંબંધ કવિ પોતાની અલૌકિક વાણીમાં દર્શાવે છે. પ્રતિભાદ્વારા એક સામાન્ય કલ્પિત વસ્તુને પણ 'The light that never was on sea or land' લોકોત્તર સ્વરૂપ કવિ આપી શકે છે. ×આપણા પાર્થિવ નયનને

× કવિ વર્ડ્ઝવર્થની નીચેની પંક્તિઓ એની કવિતાનું સ્વરૂપ અને ધ્યેય સમજવામાં ઉપયોગી થાય તેમ છે—

Ah! then if mine had been
the painter's hand
To express what then I saw,
and add the gleam,
The light that never was on
sea or land
The consecration, and the
poet's dream."

અગમ્ય એવી અનેક વસ્તુઓનું દર્શન કવિ દિવ્ય દૃષ્ટિથી કરે છે. ટૂંકામાં, કવિ કલ્પનાચક્ષુ વડે 'શિલાઓમાં ધર્મબોધ, વ્હેતા ઝરાઓમાં ગ્રન્થો, અને વસ્તુમાત્રમાં સદુપદેશ' શોધી શકે છે.÷

હવે કવિ પ્રતિભાદ્વારા એક અતિ સાધારણ પ્રસંગ પણ અભિનવ અને રમણીયસ્વરૂપ ધારણ કરે છે એ તપાસીએ. એક દિવસ મધ્યાહને બ્રહ્મર્ષિ વાલ્મીકિ નદીએ સ્નાન કરવા માટે ગયા. ત્યાં ક્રૌન્ચ પક્ષીના જોડામાંથી એકને શિકારીના બાણથી વિંધાતું દીઠું. સહસા મુનિના દયાળુ હૃદયમાંથી 'श्लोकः श्लोकत्व-मागतः'–શોકનો શ્લોકરૂપે ઉદ્‌ગાર થયો. આ પ્રસંગે, ભવભૂતિ, કહે છે તેમ, બ્રહ્મદેવ મુનિ પાસે આવ્યા અને કહ્યું.' હે ઋષિ ! શબ્દ રૂપી બ્રહ્મનું તમને જ્ઞાન થયું છે માટે રામચન્દ્રજીનું ચરિત્ર કહો. તમને સર્વત્ર પ્રકાશતી દિવ્ય પ્રતિભાશક્તિ પ્રાપ્ત થાઓ. તમે આદિ કવિ છો.+ આ પ્રમાણે કવિત્વની પ્રતિભા પામી, આદિ કવિ વાલ્મીકિએ તત્કાલીન આર્ય-સંસ્કૃતિના અખંડ સ્વરૂપનું આલેખન વિવિધપાત્રો દ્વારા અને પ્રસંગો દ્વારા કર્યું અને સેંકડો વર્ષ થયા, 'રામાયણ' સમસ્ત હિન્દુ જાતિનો લોકપ્રિય ધર્મગ્રન્થ થઈ રહ્યો છે એ પણ મુનિના આર્ષદર્શનનો જ મહિમા છે.

તેજસ્વી કલ્પના વિશ્વનાં સુગૂઢ રહસ્યો ઉકેલવા સહાયક

÷ શેકસપીઅર.

+ "ऋषे प्रबुद्धोऽसि वागात्मनि ब्रह्मणि ।
तद् ब्रूहि रामचरितम् । अव्याहत ज्योति
रार्षं ते चक्षुः प्रतिभातु । आद्यः कविरसि ।"
उत्तररामचरितम्

બને છે એ સમજવા ભગવદ્ગીતામાંથી 'વિશ્વરૂપ દર્શન'નો પ્રસંગ લઈએ. વિશ્વરૂપ દર્શન કરવા–વિશ્વનું રહસ્ય ઉકેલવા–અર્જુનને ભગવાનની કૃપાથી દિવ્ય પ્રતિભા પ્રાપ્ત થઈ અને તે વડે વિશ્વમાં પ્રતિક્ષણ પ્રવર્તી રહેલો ઘોર જીવનસંગ્રામ, 'વિરાટ્'ની 'દંષ્ટ્રાકરાલ'માં ચગદાતુ અખિલ બ્રહ્માંડ–, એ કાલના ભયાનક મુખમાં દળાતા કૌરવો, (આસુરી જનો) અને રુધિરથી ખરડાએલાં મુખમાંથી સહીસલામત બહાર નીકળતા અને પ્રભુની સ્તુતિ કરતા પાંડવો (દૈવી વૃત્તિવાળા જનો) વગેરે અર્જુન (મનુજ–આત્મા) જોઈ શકયો.

પ્રબળ કલ્પના તીવ્ર સંવેદનમાં અને અંતે સ્વરૂપ-સિદ્ધિમાં પરિણમે છે. વિશ્વમાં વ્યાપક મહાદુઃખથી બુદ્ધ ભગવાનને તીવ્ર સંવેદન થયું, અને પત્ની, પુત્ર, પિતા અને રાજ્ય વૈભવના નાના પ્રકારનાં સુખો ત્યજી—

'ચાલ્યો, શ્યામ રજનીમાં ચાલ્યો,
માર્ગ જ્યોતિ અનુપમ ઝાલ્યો.'

વિશ્વ દુઃખમાં 'સમભાવની તીવ્રતા' અને તજ્જન્ય ગૃહત્યાગનું રહસ્ય ગૌતમબુદ્ધની ઉજ્જવલ કલ્પનામાં મળી આવે છે.

પૂર્વોક્ત સામાન્ય નિરૂપણમાં એકાદ બે વિશેષ પ્રસંગો ઉમેરીએ. વર્તમાન સમયમાં આપણી કેળવણીમાં અને રાષ્ટ્રીય પ્રવૃત્તિમાં કલ્પનાની અગત્ય સમજવાની બહુ અપેક્ષા રહે છે. હાલના શિક્ષણમાં કલ્પનાના વિકાસની જરૂરનો ખ્યાલ જોઈએ તેટલો રહે છે કે કેમ એ શંકાસ્પદ છે. વિદ્યાર્થીઓની કલ્પના અતિમર્યાદિત રહે તેથી શિક્ષણનો સાચો હેતુ સિદ્ધ થઈ શકે નહિ. વિદ્યાર્થીઓના જીવનમાં

ઉત્સાહ રેડી, કલ્પના જગાડી, તેમને સંગીન વિચાર કરતા કરવા એ સર્વકાલે શિક્ષણનો પરમ ઉદ્દેશ મનાતો આવ્યો છે. વર્તમાનનો વિદ્યાર્થી એ ભવિષ્યનો ગુરુ અને નેતા છે. હિન્દનું ભવિષ્ય તરુણજનોને હાથેજ ઘડાવાનું છે. તેઓ દેશનુ સર્વોત્તમ ધન છે. એમનાં મગજ અને હૃદય શૂન્ય ન રહેવા જોઈએ. જ્યારે દેશનો યુવાન વિદ્યાર્થીવર્ગ પ્રતિભાશાળી થાય ત્યારે જ દેશમાંથી 'તિમિર' જાય અને 'જ્યોતિ પ્રકાશે'. વળી દેશભક્તિના સાંપ્રત જમાનામાં રાષ્ટ્રીય ચેતનાને ચિરસ્થાયી કરવાને પણ પરિપક્વ બુદ્ધિની–ઉન્નત કલ્પનાની–ઓછી અપેક્ષા છે? કલ્પનાશીલ દેશભક્ત દેશના ભૂત વર્તમાન અને ભવિષ્યનું સત્ય દર્શન કરી શકે છે અને પોતાની દેશસેવા પ્રવૃત્તિનું યથાર્થ દૃષ્ટિબિન્દુ નક્કી કરી શકે છે. આથી ઉલટું, હૃદયના ક્ષણિક ઉભરાઓ અને તજ્જન્ય વિચારો કદાપિ ચિરકાળ ટકતા નથી–તેઓ ક્ષણમાં ઉત્પન્ન થઈ ક્ષણમાં વિરામ પામે છે. જ્યાં સુધી યુક્તિપૂર્વક કોઈ પણ સુવિચાર આપણા મનમાં ઠસી શકે નહિ ત્યાં સુધી તેને અંગે આપણી સઘળી પ્રવૃત્તિઓ બહુશઃ ચૈતન્યહીન નીવડે છે. એક વિદ્વાને ઠીક જ કહ્યું છે કે "આપણે સંભાળપૂર્વક કેવળ અનાજનાં ખેતરો ખેડવા એટલું જ બસ નથી પરંતુ આપણી વિચારભૂમિનું પણ એટલી જ કાળજીપૂર્વક ખેડાણ કરવું આવશ્યક છે."

## "અમૃતત્વ વિષે થોડુંક ચિન્તન."

તત્ત્વચિન્તનનું 'પૂર્વરૂપ' શંકા છે. શંકા સમાધાન થયા સિવાય તત્ત્વજ્ઞાનનો વિકાસ અશક્ય છે. છેક વેદમાં 'नासदासीन्नो सदासीत्' સૂક્તમાં× શંકાવાદ માલમ પડે છે. આ ઉપરથી એમ સ્પષ્ટ થાય છે કે શંકા મનુષ્યત્વના

---

× न मृत्यु रासीदमृतं न तर्हि

न राज्या अह्न आसीत्प्रकेतः ।

... ... ...

को अद्धा वेद क इह प्रवोचत्

कुत आजाता कुत इयं विसृष्टिः ॥

नासदीयसूक्त

(તે વારે મૃત્યુ ન હતું, અમૃત ન હતું રાત કે દિવસનું ઓળખાણ પડે એવું કાંઈ ન હતું. કોણ જાણે? કોણ કહે?-કે આ ક્યાંથી ઉત્પન્ન થઈ? ક્યાંથી આ વિવિધ સૃષ્ટિ નીકળી?-હિન્દુ વેદ. ધર્મ-આ. બા. ધ્રુવ.)

મૂળમાં જ રહેલી છે. પરંતુ ભગવદ્વચન તો એમ છે કે 'संशयात्मा विनश्यति'–સંશયાત્માનો વિનાશ થાય છે. અત્રે પ્રામાણિક શંકાનો નિષેધ થતો નથી. શંકા બે પ્રકારની છે પ્રામાણિક અને અપ્રામાણિક. અપ્રામાણિક શંકાવાદીઓમાં નાસ્તિકતા અને જડવાદ રગેરગે ભરેલાં છે. તેઓ જગતને 'અસત્ય, નિરાશ્રય અને અનીશ્વર,+ માને છે. તેઓના મત પ્રમાણે મૃત્યુ પછી–દેહની ભસ્મ થયા પછી–પુનર્જન્મ નથી. તેમને મન વિશ્વમાં રહસ્ય જેવું કાંઈ નથી. પ્રત્યક્ષ પ્રમાણ સિવાય અન્ય કોઈ પણ પ્રમાણ તેમને ગ્રાહ્ય નથી. એટલે કોઇ પણ પ્રકારના ખુલાસાઓ તેમના હૃદયને શાંતિ અથવા સંતોષ આપી શકતા નથી. તેઓનો પરમ સિદ્ધાન્ત નીચેની પંક્તિઓમાં સમાયેલો છે–

"જીવવુ, સુખ સેવવુ,
એથી મધુર સ્થિતિ બીજી શી ?"

હવે પ્રામાણિક શંકાવાદીઓ સ્પષ્ટ કહે છે કે મનુષ્ય, જ્ઞાનરૂપી પ્રકાશને માટે તલસતું બાળક છે. "વિશ્વમાં સત્ય છે અને મારે તેનો સાક્ષાત્કાર કરવો છે." એવી દૃઢ અને પરમ શ્રદ્ધાપૂર્વક તેઓ શંકાઓ ઉપસ્થિત કરે છે. આવી શંકા 'અન્ધશ્રદ્ધા' કરતાં અનેક રીતે ચઢિયાતી છે. ટેનિસને યોગ્ય જ કહ્યું છે કે —

"There is more faith in an honest doubt,
Believe me than in half your creeds."

---

+ 'असत्यमप्रतिष्ठं ते जगदाहुरनीश्वरम्' भ गी
॥ 'यावज्जीवं सुखं जीवेत् ऋणं कृत्वा घृतं पिबेत्'
सर्वदर्शनसंग्रह.

પૂર્વોક્ત શંકા સહેજ પણ નિંદાને પાત્ર થતી નથી. બલ્કે એ શંકાજ પરમશ્રદ્ધાની પોષક બને છે અને અન્તે પરમ સત્યનો પ્રત્યક્ષ અનુભવ કરાવે છે.

વિશ્વતન્ત્રની યોજના અત્યંત ગૂઢ છે 'જીવન, મૃત્યુ, અમૃતત્વ, ઈશ્વર' વગેરે મહાપ્રશ્નો યથાર્થ સમજવાને મનુષ્યે સંપૂર્ણ માન અને પૂજ્યભાવ સહિત પ્રયત્ન આદરવો જોઈએ. વળી એ રહસ્યો ઉકેલવાને 'લાગણી' 'જ્ઞાન' અને 'ક્રિયા' એ ત્રણેનો અર્થાત્ અખંડ આત્માનો ઉપયોગ થવો જોઈએ. અખિલ બ્રહ્માંડનું તન્ત્ર કોઈ ગૂઢ નિયમને વશવર્તીને 'એક લક્ષ્ય સ્થળ–far off divine event—ભણી' ચાલ્યું જાય છે. જો વિશ્વમાં કશું ગૂઢ ન હોય, જો જીવન મૃત્યુ વગેરે રહસ્યો ઉકેલાં જાય–તો જગત્‌ની ઉત્ક્રાન્તિ–જગત્‌નો વિકાસ–એકદમ અટકી પડે.

પ્રભુની સૃષ્ટિમાં અનંત ગૂઢ વસ્તુઓમાં સવિશેષ આશ્ચર્યજનક બનાવ મૃત્યુ છે. મૃત્યુનું સાચું સ્વરૂપ શું હશે? એ મહાશંકામાથી તત્ત્વજ્ઞાનનો જન્મ થયો છે. 'મૃત્યુ સંબંધી ગહન ચિન્તન' એમ જ્ઞાનીઓએ તત્ત્વજ્ઞાનની વ્યાખ્યા બાંધી છે. મૃત્યુ સર્વહર છે. સારી ખોટી પ્રત્યેક વસ્તુ કાળના વિકરાલ મુખમાં પ્રતિક્ષણ સપડાઈ જતી આપણે જોઈએ છીએ. મનુષ્યજીવન નિરાશા, દુઃખ શોક તેમજ મૃત્યુથી ભરેલું છે. પરંતુ એ સર્વ નિરાશાઓમાં એક અન્તર્ગત છુપાઈ રહેલી–અમર આશા છે. આ અમર આશા એજ આત્માનું અમરપણું. પ્રાણીમાત્રને સનાતન શાંતિ આપે એવો આ એક જ દિલાસો છે અને એ દિલાસો બસ છે. આ પ્રસંગે રા. નરસિંહરાવની સ્મરણ

સંહિતાની કેટલીક પંક્તિઓનું સહેજે સ્મરણ થઈ આવે છેઃ—

" ઓ મૃત્યુ ! ઓ દુઃખ ! ભલેજ વ્હાલો !
આ વિશ્વમાં પૂર્ણ પ્રતાપ ધારો !
ત્હમે ખરા બન્ધુ ગણી વધાવું,
દંષ્ટ્રાકરાલ નિરખી નહિં ખિન્ન થાઉં.

મૃત્યુ નવ પૂરું કરે,
જીવનું જીવન અહિં;
અધિક અધિક વિકાસની,
છે ભૂમિ અન્ય; જવું તહિં.

*

મૃત્યુ કેરું સ્વરૂપ જો,
સાચું માનવ પ્રીછશે;
દ્વાર નવ જીવન તણું,
જાણી નિરન્તર રીઝશે.

*

અનન્ત આ જીવન સિન્ધુ મધ્ય,
મૃત્યુ બને બુદ્બુદ, તેહ સદ્ય;
જાએ ફૂટી જો ! કંઇ વારવારે,
ને સિન્ધુ તો વહી રહે અવિરામ ધારે."

પૂર્વોક્ત પંક્તિઓમાં કવિએ મૃત્યુનું તત્ત્વજ્ઞાન ઉપદેશ્યું છે. દયાસાગર ઈશ્વરની વિશ્વરચનામાં મૃત્યુ અને દુઃખ પણ સુવ્યવસ્થિત રીતે મૂકાયેલાં છે. વળી મૃત્યુને લીધે કાંઇ પણ ખોવાતું નથી—કાંઇ પણ નષ્ટ થતું નથી. મૃત્યુ એ ઉચ્છેદ નથી પણ નવજીવનનું દ્વાર છે. મનુષ્ય

આત્માનો ઉત્તરોત્તર ઉત્કર્ષ મૃત્યુદ્વારા થાય એ વિચાર શોકને બદલે આનંદ આપવા સમર્થ છે. અનન્તજીવનરૂપી સમુદ્રમાં મૃત્યુ એ બુદ્‌બુદ સમાન છે. ક્ષણવાર તેનો આવિર્ભાવ થાય છે; ક્ષણવાર તેનો તિરોભાવ થાય છે અને સિન્ધુ તો અવિરામ ધારે વહ્યા જ કરે છે. વસ્તુતઃ જ્ઞાનની દૃષ્ટિએ તો મૃત્યુ નથીજ. કવિ કહે છે તેમ—

" દીઠું જીવન તત્ત્વ સનાતન,
સત્ય પ્રકાશિયું રે લોલ;
અમરપણું પ્રકટ્યું પછી તત્ક્ષણ,
મૃત્યુ મરી ગયું રે લોલ."

જ્યારે અજ્ઞાનરૂપી અન્ધકાર દૂર ખસી જ્ઞાનરૂપી પ્રકાશ ઝળહળે છે ત્યારે શાશ્વત જીવનનો સાક્ષાત્ અનુભવ થાય છે એટલે તો મૃત્યુ એવી વસ્તુ ટકી શકતી નથી. મનુષ્યની દૃષ્ટિ આવી પ્રજ્ઞાભરી થાય છે ત્યારે એ સર્વત્ર એકતા અનુભવે છે અને બહુપણાને અવકાશ રહેતો નથી.

શેલિ કહે છે તેમ—

"One remains, the many change and pass".

વળી 'કઠોપનિષદ્' ને અન્તે કહેલું છે કે 'બ્રહ્મપ્રાપ્તો विरजोऽभूद्विमृत्युः—બ્રહ્મનો–પરમાત્માનો–પ્રત્યક્ષ અનુભવ થવાથી નચિકેતાને અમૃતત્વની પ્રાપ્તિ થઈ. એ સાક્ષાત્કાર, ઇન્દ્રિયો અને મન ઉપર સંપૂર્ણ વિજય મેળવીને, નિષ્કામ વૃત્તિથી કર્તવ્યકર્મ કરીને, ભક્તિવડે પ્રભુકૃપા મેળવીને, અને એ અનન્ત તેજોમય અમૃતમય પરમ પુરુષનું જ્ઞાન પ્રાપ્ત કરીને થાય છે.

આત્માના અમૃતત્વના બે પ્રકારો છેઃ—(૧) આત્મા જન્મમરણની પરંપરાથી સંકલિત છે, જો કે તેનો ત્રિકાલમાં

પણ ઉચ્છેદ નથી જે જાય તે અવશ્ય જવાનું જીર્ણ વસ્ત્રો ઉતારી જેમ મનુષ્ય નવા વસ્ત્રો પહેરે છે તેમ જીર્ણ શરીરનો ત્યાગ કરી આત્મા નવુ શરીર ધારણ કરે છે. અત્રે આત્મા 'Self' ના અર્થમા સમજવાનો છે. + (૨) આત્મા જન્મમરણની પરંપરાથી અતીત છે જન્મ મરણ કેવળ દેહને છે આત્માને નથી આત્મા તો છેદી ન શકાય તેવો, બાળી ન શકાય તેવો, પલાળી ન શકાય તેવો અને સૂકવી ન શકાય તેવો છે વળી એ નિત્ય, સર્વવ્યાપી, સ્થિર, અચલ અને સનાતન છે આત્મા સત્ય છે, બાકી બધું મિથ્યા છે. અહિ આત્મા એટલે 'Self'—'અવિકૃતતત્ત્વ' એવી સ્પષ્ટ સમજણ છે ×

હજી એક પ્રશ્ન વિચારવાનો રહે છે આત્મા અમર છે એ સિદ્ધાન્તરૂપી પાયા ઉપર સમસ્ત નીતિશાસ્ત્રની ઇમારત ચણાયેલી છે. જો આત્મા અમર નથી તો નીતિ પણ નથી અને ધર્મ પણ નથી પુણ્યનો સર્વદા વિજય છે અને પાપનો સર્વદા પરાજય છે એ નૈતિક સિદ્ધાન્તનું અવલમ્બન આત્માના અમૃતત્વ ઉપર છે મનુષ્યનાં સારાં માઠાં કર્મોનાં સારાં માઠાં ફળો કદાપિ આ જન્મે ન મળે તો જન્માન્તરે પણ મળવાનાં જ કારણ કે જીવન અનન્ત છે. મનુષ્યે કેવળ પરમ શ્રદ્ધાવાન થવાની જરૂર છે

---

+ આત્મા-अत्-अट्=ભટકવુ, એક દેહ છોડી બીજો દેહધારણ કરવો

× ऋ ल ના 'हिरण्यगर्भसूक्त 'મા यस्य छाया मृत यस्य मृत्युः=જે પરમાત્માની છાયા અમૃતત્વ અને મૃત્યુ છે ' એ પંક્તિમાં બીજા પ્રકારનું અમરપણું નિર્દિષ્ટ છે.

# કલાનો ઉત્સવ

આપણી આસપાસ ધૂળ, ધૂમાડો, દુઃખ, દારિદ્ર, અજ્ઞાન અને જડતાનું વાતાવરણ ભરપૂર ભર્યું છે ત્યાં એકાદ અઠવાડિયાનો ઉત્સવ ખરેખર આનંદ આપી શકશે? જીવનની વેદના અને કરુણતાની મધ્યમાં, ઉત્સવો જીવનનો રસ ટકાવી શકશે? સુકાએલાં જીવનપુષ્પોને એ ખીલાવી શકશે? કરમાતી જીવનવેલીને એ નવપલ્લવિત કરી શકશે? ધગધગતી રેતીના રણની વચ્ચે આવેલાં શીતલ અને મધુર જલથી ભરેલાં જલાશયો એ બની શકશે? શુષ્ક અને શોકગ્રસ્ત જીવનમાં એ મનોરંજક પુષ્પવાટિકાઓ સમાન બની જીવનને શોભાવી શકશે? ઉત્તર એ કે ઉત્સવો આમાંનું ઘણું કરી શકશે.

ઉત્સવો એટલે જીવનની સમૃદ્ધિ અને જીવન-સંજોગો ઉપર સ્વાધીનતા. સંજોગોને સ્વાધીન કરવાની મનુષ્યમાં અપાર શક્તિ છે. જીવનનો તોફાની સમુદ્ર ઉછળતો હોય ત્યારે પણ અનન્ત આકાશમાં ઉજ્જ્વળ અને મધુર ચન્દ્ર પ્રકાશે છે. દુઃખ શોક દરિદ્રતા વગેરેને સ્વાધીન કરવાની

મનુષ્યમાં અથાગ શકિત છે. માનવજીવનની શકયતાઓ અપાર છે તેથી જ જીવન એ મહોત્સવ છે. વસન્તની પેઠે જીવનની સમૃદ્ધિ પણ અનન્ત છે. મનુષ્ય કોઈ સનાતન સુખ, કોઈ અખૂટ આનન્દની શોધમાં છે. સુખ, આનંદ ઉલ્લાસની શોધ એ સ્વાભાવિક છે. આપણે દુ:ખી છીએ, કારણકે અજ્ઞાની છીએ. ઉત્સવો આનાં સૂચક ઉદાહરણો છે.

આપણા પ્રાચીન ઉત્સવો આપણા જીવનને સંસ્કારવાના હેતુથી યોજાએલા છે એ આપણે ધ્યાનમાં રાખવાનું છે. જીવનને પવિત્ર, ઉન્નત અને સમૃદ્ધ બનાવવાનો એમનો હેતુ છે એટલે એ ઉત્સવો ઘણાખરા ધાર્મિક રહ્યા છે. પ્રાચીનોનું દષ્ટિબિન્દુ આપણા હાલના ઉત્સવોમાં ઊતારવા જેવું છે.

અથર્વવેદની એક ઉકિત છે. એનો અર્થ આવો છે: જીવનમાં જે જે મહાન પદાર્થો ધર્મ, નીતિ, સાહિત્ય, કલા, સંસ્કૃતિ, સામ્રાજ્ય ઇત્યાદિ આપણે જોઈએ છીએ તે સર્વ માનવ–આત્માના 'ઉચ્છિષ્ટ' ( Surplus )માંથી ઉત્પન્ન થયાં છે. અર્થાત્ મનુષ્ય, માત્ર આજીવિકા પ્રાપ્ત કરીને બેસી રહેતો નથી કે પોતાની સર્વશકિતઓ ઉદરપોષણ મેળવવા અર્થે ખર્ચી સંતોષ માનતો નથી. [Man does not live by bread alone] એના આત્માની ભૂખ ઊંડી છે. આત્માની અમરકલા અર્થે—અમૃતત્વ અર્થે એ ઝંખે છે અને એમાં જ મનુષ્યનું મનુષ્યત્વ છે.

હિન્દની પ્રતિભા કલાનિષ્ઠ છે. પ્રત્યેક કલાકાર કલાની ભાષામાં પોતાની પ્રતિભા વ્યકત કરે છે. કલાકારની દૃષ્ટિમાં સૌન્દર્ય અને સત્યનો સમન્વય આપોઆપ થાય છે. શિલ્પ

ચિત્ર, સ્થાપત્ય, કાવ્ય, નાટક, નૃત્ય આદિ કલાઓદ્વારા માનવઆત્મા એનાં વિવિધ સ્વરૂપોમાં પ્રકટ થાય છે. આ કલા એ કૃત્રિમતા નથી, તેમજ માત્ર શોભા કે શણગાર પણ નથી; પરંતુ મનુષ્યઆત્માને પ્રકટ થવાનું મહાન સાધન છે. લોકહૃદયને આનંદ, આશ્વાસન, પોષણ અને પ્રેરણા કલા આપે છે, અને સમાજને ઉન્નત બનાવે છે.

જીવનની ઉન્નત ભાવનાઓ સાથે કલાકારની કલાનો નિત્યસંબંધ છે. પ્રત્યેક કલાકાર આત્મામાં વસેલી ભાવનાને ચિત્રપટ ઉપર અથવા આરસપહાણ ઉપર કે અક્ષરદેહ ઉપર વ્યક્ત કરે છે. એ કલા એ કલ્પનાની ભાષા છે. જ્યારે કલાકારની દૃષ્ટિ બહિર્મુખ મટી અન્તર્મુખ બને છે, જ્યારે સ્થૂલ પદાર્થની પાછળ કોઈ સૂક્ષ્મ ભાવને અન્તરના ઊંડાણમાં એ નિહાળે છે અને મૂર્તરૂપ આપે છે ત્યારેજ એ કલા જીવન્ત બને છે. આવી જીવન્ત કૃતિઓએ જ માનવજાતિને સાચી પ્રેરણા આપી છે અને લોકહૃદયને જાગતું રાખ્યું છે. લોકોની સંસ્કૃતિનું સાચું માપ એની કલાકૃતિઓ ઉપરથી કલ્પી શકાય છે.

કલા જીવનનાં સાચાં મૂલ્યો વધારે છે. આપણે સર્વે ઓછા અદકા પ્રમાણમાં ઉંઘમાં ચાલનાર મનુષ્યો જેવા છીએ.+ ભૌતિક અર્થમાં આપણે જીવીએ છીએ પણ આધ્યાત્મિક અર્થમાં સૂતેલા છીએ. જો આપણે ખરેખર જાગતા હોઈએ તો મહાકવિઓ અને મહાન યોગીઓની પેઠે અપૂર્વ સૌન્દર્યના જગતમાં સંચરતા હોઈએ. જીવનના મહાન કલાકારો 'આપણા આન્તર જીવનની ભાષા જે

+ James Douglas on Mr. Noyes

સૌન્દર્ય છે તેને પાપ અને દુઃખદ્વારા ઉકેલતાં શીખવે છે.' આપણા આત્માને તેઓ પરમાત્મા સાથે એકરૂપ બનાવી સાચું જીવન જીવવા પ્રેરે છે. આ કલાકારો આપણા ચિત્તમાં પ્રકાશ ફેલાવે છે. એ આન્તર પ્રકાશનું વર્ણન થઇ શકતું નથી. એ કેવળ અંગત સાક્ષાત્કાર છે.

# દિલીપની ભૂતાનુકમ્પા

**આ**પણા દેશની સંસ્કૃતિનું મંડાણ પ્રકૃતિ માતાના કોમળ ઉત્સંગમાં છે. પ્રકૃતિનાં અનંત સ્વરૂપોમાં વિશાળ વિશ્વદૃષ્ટિથી દિવ્યશક્તિનું સૂક્ષ્મ દર્શન કરનાર અનેક ઋષિવરોએ આર્યસંસ્કૃતિને ઘડી છે. આ બ્રહ્મનિષ્ઠ તપસ્વીઓના અહિંસાપ્રધાન શાન્ત આશ્રમપદમાંથી વહેતાં સંસ્કૃતિનાં અગણિત ઝરણુંએ સમસ્ત હિન્દને રસબોળ કરી દીધું હતું. પ્રજાજીવનનાં વિવિધ ક્ષેત્રોના મૂળમાં આ ઝરણાંના અમૃત સમાન જળનું સિંચન થતાં, ઉત્તમ ફાલ ઊતરવા માંડ્યો. પરિણામે આર્યજીવન સુન્દર સમૃદ્ધ અને ઉદાર બનતું ગયું. પરંતુ પ્રજાજીવનનો પ્રવાહ સદાકાળ એકધારો ક્યારે વહે છે? જતે દહાડે તપોવનના જીવન પ્રત્યે ઉદાસીનતા ઉત્પન્ન થઈ એટલે મૂળનો આધ્યાત્મિક પ્રવાહ પાતળો થઈ મંદમંદ વહેવા લાગ્યો. ધીમે ધીમે જીવનના પ્રદેશોમાં લીલાછમ ખેતરોને સ્થાને ઉજ્જડ વેરાનો પથરાવા લાગ્યાં. સાહિત્ય અને કલાની અભિવૃદ્ધિ થવા માંડી; દેશની આર્થિક સ્થિતિ ફાલતી ગઈ; મહારાજ્યો

સ્થપાતાં ગયાં; વિદેશીઓના સંસર્ગથી જીવન સંકુલ થતું ગયું; પરંતુ પ્રાચીન ઉચ્ચ ભાવનાઓનાં તેજ ઝાંખાં પડતાં ગયાં. વૈભવ અને વિલાસના અતિરેકથી અને વિભિન્ન સંસ્કૃતિઓના સંઘટ્ટનથી આર્યજીવનના આદર્શો સંદેહમાં આવી પડ્યા. આ અંત્ય દશામાંથી હિન્દને ઉદ્ધારવાને મહાકવિ કાલિદાસે આર્યસંસ્કૃતિના પ્રભવસ્થાન તપોવન પ્રત્યે દૃષ્ટિ ફેરવી, અને સાદાઈ, સંયમ અને અહિંસાના આદર્શોનું જોરથી સ્મરણ કરાવી પ્રજામાં આત્મભાન આણવા પ્રયત્ન આદર્યો. 'શાકુન્તલ' અને 'રઘુવંશ' કાન્તદર્શી કવિની અમર કલામાં અવતાર પામ્યાં 'શાકુન્તલ'માં 'સર્વ ભૂતોના શરણ્ય' એવા 'શમપ્રધાન તપોધનોનું' જીવન આલેખાયું અને 'રઘુવંશ'માં પ્રાચીન રાજર્ષિઓના જીવનના આદર્શો અમૃતાક્ષરે કોતરાયા.

'રઘુવંશ' કાવ્યના આરંભની પશ્ચાદ્ભૂમિ હિમાલયમાંના 'વસિષ્ઠમુનિ' ના વાતાવરણથી ભરેલો તપોવનનો પ્રદેશ છે. પુત્રવાંછનાથી રાજર્ષિ દિલીપ ધર્મપત્ની સુદક્ષિણા સહવર્તમાન એ મુનિવરના આશ્રમમાં પ્રવેશ કરે છે. શાપનું કારણ ગુરુમુખે સાંભળી રાજા દિલીપ ધેનુચર્યાના કાર્યમાં વ્યાપૃત થાય છે. એકનિષ્ઠાથી રાજા નન્દિનીની સેવા કરે છે—એને ઘાસનાં ન્હાનાં ન્હાનાં પુળિયાં ખવડાવે છે, માખીઓ ઉરાડે છે, એ બેસે ત્યારે બેસે છે, અને પાણીની તરસ લાગે ત્યારે પાણી પાય છે અને છાયાની પેઠે એની પાછળ પાછળ જાય છે.

સત્પુરુષના આત્માની સુવાસ પુષ્પની સુવાસની પેઠે સર્વત્ર આપોઆપ પ્રસરે છે. દિલીપના પ્રવેશમાત્રથી

સમસ્ત તપોવનને અભયદાન મળે છે અને હર્ષથી પુલકિત થાય છે. પક્ષીઓ ઉલ્લાસથી મધુર કલરવ કરે છે, હરિણાંગનાઓ ધનુર્ધારી રાજાની ભૂતદયા સમજીને વિશાળ નયને એકી ટશે'એને નિહાળી રહે છે. શાશ્વતિક વિરોધવાળાં પ્રાણીઓ પરસ્પર વૈરભાવ ભૂલી જાય છે:—

ऊनं न सत्त्वेष्वधिको बबाधे—
तस्मिन्वनं गोप्तरि गाहमाने ।

રાજર્ષિ દિલીપ રક્ષક હતો, ભક્ષક-હિંસક નહોતો.

ગોસેવાના આરંભથી બાવીસમે દિવસે હિમાલયનું અદ્ભુત સૃષ્ટિસૌન્દર્ય અવલોકવામાં રાજા લીન બનેલો હતો ત્યાં તો 'ગિરિગહ્વર'માંથી ગાયની કરુણ ચીસ એકાએક સંભળાઈ. એ 'આર્ત સાધુ' દોડીને જુવે છે તો ગાય ઉપર ચઢી બેઠેલો એક સિંહ દેખાયો.

કાલિદાસની પ્રીતિ પ્રાણી જગત્ જેટલી જ વનસ્પતિ જગત્ પ્રત્યે છે. સૌન્દર્યની મૂર્તિ સમાં પાર્વતીજીએ દેવદારુના વૃક્ષનું 'અપત્યવાત્સલ્ય' કર્યું છે. ગૌરીએ એ વૃક્ષને પોતાના હૃદયનો રસ પાઇને ઉછેર્યું છે એટલે વન્ય-ગજના ગાલના ઘર્ષણથી એની છાલ ઊતરે છે એ અસુરોના અસ્ત્રોથી ઘવાએલા પોતાના પુત્ર સેનાનીની તુલ્ય એને સાલે છે. તેથી જ જંગલી હાથીઓના ત્રાસમાંથી એ વૃક્ષનું રક્ષણ કરવાને ભગવાન શંકરે કુમ્ભોદર નામના એક અનુચરને સિંહ સ્વરૂપમાં એ ગિરિગુહામાં સ્થાપ્યો છે અને પાસે આવનાર પ્રાણીના ભોજનથી નિર્વાહ કરવાની એને છૂટ આપી છે.

ધેનુરક્ષાને અર્થે રાજા શરસંધાન કરવા જાય છે ત્યાં તો તેના બંને હાથ થંભી જાય છે અને ચિત્રાર્પિત બની તેજો-

ધ્વંસ અનુભવે છે. આ પ્રસંગે સિંહ અને દિલીપ વચ્ચે ભવ્ય સંવાદ મંડાય છે. મનુષ્યવાણીમાં સિંહ પોતાની ઓળખાણ આપે છે, અને શિવની આજ્ઞાનુસાર દેવદારુના સંરક્ષણનું આત્મકર્તવ્ય સમજાવે છે. " પરમેશ્વરે નિર્દિષ્ટ કરેલા સમયે આ ગાયનું ભોજન મારે માટે ઇષ્ટ છે. માટે હે રાજા! તું પાછો ફર. તેં ગુરુભક્તિ દર્શાવી છે. આ ગોધનનું તું શસ્ત્રથી રક્ષણ કરી શકે તેમ નથી માટે તને અપયશ પ્રાપ્ત નહિ થાય."

શંકરના પ્રભાવથી પોતાના હાથ સ્તબ્ધ થયા છે એવું મૃગરાજ પાસેથી સાંભળી રાજાની આત્મગ્લાનિ ઓછી થઈ. જનના મનના ભાવને જાણનાર એ દેવના અનુચરને ઉદ્દેશીને રાજા બોલ્યો:–' સર્વેશ્વરનો આદેશ મારે માન્ય છે–હોવો જોઇએ. પરંતુ ગુરુના આ ગોધનના રક્ષણની પણ મારે ઉપેક્ષા ન કરવી જોઇએ. માટે મારો દેહ આપને હું અર્પણ કરું છું તે કૃપા કરીને સ્વીકારો. આ ગાયનું વાછડું એના આવવાની વાટ જોઈને બેઠું હશે માટે એને છોડી દો."

આત્મબલિદાન આપવા તત્પર થએલા રાજા પ્રત્યે સિંહ જરા હસીને બોલ્યો:—

> एकातपत्रं जगतः प्रभुत्वं—
> नवं वयः कान्तमिदं वपुश्च ।
> अल्पस्य हेतोर्बहु हातुमिच्छन्—
> विचारमूढः प्रतिभासि मे त्वम् ॥

' જગતનું એક છત્ર રાજ્ય, નવયૌવન, મનોહર શરીર–આ બધું અલ્પને માટે ત્યજવા ઇચ્છતો તું મને વિચારશૂન્ય જણાય છે ' અલ્પ વિરુદ્ધ બહુની જગજૂની દલીલ સિંહ

રજુ કરે છે. આ વિરોધનો નિર્ણય મનુષ્યની નફાતોટાની સાંકડી દૃષ્ટિએ કરવો કે ભૂતાનુકમ્પા (the greatest good of the greatest number) ની વિશાલ (!) દૃષ્ટિએ કરવો ? આ ઉંચી (!) દૃષ્ટિએ મરીને રાજા એક ગાયનું રક્ષણ કરી શકે તેમ છે પરંતુ જીવીને અનેક વિઘ્નોમાંથી પોતાની પ્રજાને સદા.(!) ઉગારી શકે તેમ છે. પરંતુ આ પ્રમાણે ઘણામાં ઘણી સંખ્યાને ઘણામાં ઘણું સુખ રાજા આપી શકે તેમ છે. પરંતુ આ તો ગુરુનું ધન છે, પોતાનું નહિ, ગુરુના કોપથી અનર્થ થાય તેનુ શું ? ગુરુના કોપનું નિવારણ એમને કરોડો દૂઝણી ગાયો આપીને થઈ શકે તેમ છે. વળી રાજાનો દેહ તો કલ્યાણપરંપરાનો ભોક્તા છે તેનું રક્ષણ અવશ્ય કરવું જોઇએ.

પરંતુ મનુષ્યના કાર્યોનું માપ સંખ્યાથી થતું નથી. જ્યારે ' અલ્પ ' મનુષ્યના હૃદયમાં સ્થાન લે છે ત્યારે તેનું મૂલ્ય અંકગણિતના આંકડાની પાર જાય છે. + ગાયનું જીવન ' અલ્પ ' અને રાજાનું જીવન ' બહુ ' એ માનવસ્વભાવ-સુલભ દૃષ્ટિદોષ છે. આજ હ્રસ્વદૃષ્ટિ, દીર્ઘદૃષ્ટિ નહિ, જીવનનું

+ " Alas for the greatest happiness of the greatest number! The estimate in number is *not the only measure* of human affairs. The man who counts one may go beyond all arithmetic when the heart counts the sum"

Rabindranath Tagore: " Broken Ties " P. 18

વિશાલ અને ઉદાર દર્શન નહિ. ઊંચી દષ્ટિથી જોતાં આ આ અનંત વિશ્વમાં મનુષ્યજીવન અને અન્ય જીવન વચ્ચે ભેદ નથી. ભેદબુદ્ધિ સ્વાર્થજન્ય છે. સ્વાર્થબુદ્ધિથી કર્તવ્ય નિર્ણય થઇ શકતો નથી. દિલીપ આ નિર્ણય પરમાર્થ-દષ્ટિથી કરે છે. એને મન 'અલ્પ' અને 'બહુ' વચ્ચે અભેદ જણાય છે. આત્મતત્ત્વને લીધે જ પ્રત્યેક વસ્તુ એને મૂલ્યવાન લાગે છે.–'आत्मनः कामाय सर्वं प्रिय भवति.' આ દિલીપનું મૂલ્યપરિવર્તન.

એટલે જ ગાયની દીન આંખોમાંથી નીતરતું દુઃખ જોઈને રાજાનું અનુકમ્પાથી ઉભરાતું વિશાળ હૃદય એની સાથે થરથરવા લાગ્યું અને એના અંતરના ઊંડાણમાંથી મહાન ધ્વનિ નીકળી ગયો:—

'क्षतात् किल त्रायत इत्युदग्रः—
क्षत्रस्य शब्दो भुवनेषु रूढः ।
राज्येन किं तद् विपरीतवृत्तेः—
प्राणैरुपक्रोशमलीमसैर्वा ।॥

"આર્તનું રક્ષણ એ ક્ષત્રિયનો પરમ ધર્મ છે. એ ધર્મની વિરુદ્ધ વર્તીને મારે રાજ્યનો કે પ્રાણનો શો ખપ છે!" વળી મુનિનું પણ આરાધન શી રીતે થઇ શકે! આ ધેનુ કામધેનુથી લેશ પણ ઊતરતી નથી. રુદ્ર(હર)ની શક્તિથી જ તમે એના ઉપર આક્રમણ કરી શક્યા છો. મારા દેહના વિનિમયથી એ ગાયને છોડાવવી યોગ્ય છે તેથી તમારું ભોજન અને મુનિની ક્રિયા બંને સચવાશે, કારણ કે તમે પણ મારી પેઠે પરાધીન છો. તમે દેવના અનુચર છો; તમારું કર્તવ્ય વનસ્પતિનું પાલન છે; મારું પશુપાલન

છે." આમ સિંહની કર્તવ્યનિષ્ઠાની કદર કરી રુદ્રે નિયમાએલી શક્તિથી સંપન્ન સિંહને રાજા પોતાને 'સમાનધર્મા' ગણે છે. દિલીપ માને છે કે 'आत्मन प्रतिकूलानि परेषां न समाचरेत्—પોતાને પ્રતિકૂલ હોય તે બીજાનું કરવું નહિ. આગળ વધીને એ કહે છે "ભૂતનાથના હે અનુચર! રાજ્ય શરીર અવશ્ય હોય તો પણ મારા શરીરના ઉપભોગ રૂપી મિત્રકૃત્ય કરવા કૃપા કરો."

આ વચન બોલીને રાજા દેહાર્પણ કરવા જાય છે ત્યાં તો તેના ઉપર આકાશમાંથી પુષ્પવૃષ્ટિ થઈ. દિલીપની ભૂતાનુકમ્પાની અંતિમ પરીક્ષા સમાપ્ત થઈ. સિંહ અદૃશ્ય થયો. નન્દિની પ્રસન્ન થઈ. રાજાને ઇષ્ટાર્થની પ્રાપ્તિ થઈ.

વૃક્ષપાલન અને ગોરક્ષા એ બે વિરોધી કર્તવ્યોની વિષમતાનો પરિહાર આત્મસમર્પણ (The Law of self-sacrifice) ના સિદ્ધાન્તમાં છે એ પૂર્વોક્ત કથાનો રહસ્યાર્થ છે. વળી સિંહની દલીલ કદ અને સંખ્યા (Quantities) ની છે; દિલીપની ગુણની (Qualities) ની છે. દિલીપનું જીવનવ્રત સત્તા નહિ પણ સંયમ છે; અન્યજીવોનો ભોગ નહિ પણ આત્મભોગ છે. જીવનની તૃષ્ણાથી રંગાએલો મનુષ્ય પોતાને અર્થે સર્વસ્વ મેળવીને સંખ્યા અને કદમાં મ્હાલે છે પરંતુ સરવાળા અને ગુણાકારથી અસત્ય કદાપિ સત્ય બનતું નથી. ઉપનિષદ્‌ના મન્ત્રદ્રષ્ટાએ યથાર્થ ગાયું છે કે—

मा गृधः कस्यस्विद्धनम् ॥

# એક હાથીની રહસ્યકથા

" હિન્દનું સાહિત્ય કલાની ભાષામાં લખાએલું છે એટલે એ સાહિત્ય સમજનારને એ ભાષાનો સૂક્ષ્મ પરિચય કેળવવો પડે છે; અને ત્યારે જ એ મનોરમ સૃષ્ટિની પાર રહેલા સત્યનું દર્શન થઈ શકે છે. પ્રત્યેક કવિ કે સાહિત્યસર્જકને પોતાની વિશિષ્ટ કલામય ભાષા હોય છે, જે દ્વારા એ સત્યની અભિવ્યક્તિ કરે છે. વેદના દ્રષ્ટાઓ, પુરાણસર્જકો અને કાલિદાસ ભવભૂતિ આદિ કવિઓએ પોતપોતાની વિશિષ્ટ કલામય ભાષામાં કાવ્યો ગાયાં છે. "

મહાકવિ કાલિદાસે એની કલાનિષ્ઠ કૃતિઓદ્વારા અધ્યાત્મ ભાવનાઓ અને ઐતિહાસિક હકીકતોનું સંયોજન કર્યું છે એટલે કેટલીકવાર રૂપકો, દષ્ટાન્તકથાઓ અને સંજ્ઞાઓ (symbols) નાં પડો ભેદીને એ મહાકવિએ સર્જેલી સૃષ્ટિનું દર્શન થઈ શકે છે.

---

' અજન્તાનો યાત્રી "માંના મારા લખેલા ' પ્રવેશક ' માંથી પૃ. ૨.

રઘુવંશના પાંચમા સર્ગમાં એક હાથીની રહસ્યકથા વર્ણેલી જોવામાં આવે છે.

ઇન્દુમતી સ્વયંવરને અર્થે વિદર્ભરાજના નગર તરફ મોટી સેના લઈને અજ પ્રયાણ કરે છે. માર્ગમાં નર્મદાના મૂળ પાસે આરામ લેવા માટે એ છાવણી નાંખે છે. દરમિયાન એ રમણીય સ્થાનમાં સ્વચ્છન્દ વિહાર કરતો એક મદોન્મત્ત નાગ–હાથી–દેખાય છે. આ પ્રચંડકાય જંગલી હાથીએ જળના પ્રવાહને થંભાવી દીધો હતો. શેવાળનું જાળુ ખેંચતો ખેંચતો ઉન્નત ગિરિશૃંગ જેવો એ હાથી સરિતાના કિનારા પાસે આવ્યો. એ ગજેન્દ્રને સમીપ આવતો જોઈને અજની સેનાના હાથીઓ બંધનો તોડીને નાસવા માંડ્યા. છાવણીમાં ખળભળાટ થઈ ગયો. પોતાની પત્નીઓનું રક્ષણ કરવામાં અસહાય બનેલા સેનાનીઓ સુદ્ધાં સર્વ વ્યાકુળ થઇ ગયા. તત્કાલ એ મદોન્મત્ત હાથીના કુમ્ભસ્થળ ઉપર અજે બાણ તાક્યું. પરંતુ અરણ્યગજ અવધ્ય છે એમ વિચારીને એણે ધીમેથી બાણનો સ્પર્શ જ કર્યો. આ સ્પર્શ માત્ર થતાં હાથીએ દિવ્ય સ્વરૂપ ધારણ કર્યું. સમસ્ત સેના આશ્ચર્યચકિત બની ગઈ. એ દિવ્ય પુરુષે પોતાની કથા કહેવા માંડી. "અભિમાનથી ફૂલાએલા મને મતંગ ઋષિએ શાપ આપ્યો તેથી ગંધર્વ યોનિમાંથી ઊતરી ગજયોનિમાં હું પડ્યો. મારા અનુનયથી રીઝાઈને મહર્ષિએ 'અજના બાણના સ્પર્શથી મૂળ સ્વરૂપ પ્રાપ્ત કરીશ' એવો અનુગ્રહ કર્યો. આત્મસ્વરૂપની પ્રાપ્તિના બદલામાં આ દિવ્ય પુરુષે અજને અહિંસક રીતે શત્રુનો પરાજય કરી

વિજય મેળવવાના મન્ત્ર સાથે સંમોહનનામનો અસ્ત્રપ્રયોગ શીખવ્યો અને સ્વસ્થાને પાછો ફર્યો.

આ નાગ તે કોણ? એના કુમ્ભસ્થળને બાણુનો સ્પર્શ એ શું? એનું સ્વરૂપાન્તર એટલે શું? સંમોહન નામના અસ્ત્રથી આહિંસા કર્યા વિના વિજય પ્રાપ્તિ એટલે શું? ઈત્યાદિ પ્રશ્નો સહેજ ઊઠે છે આ નાગ તે નર્મદાને કાંઠે વસતો કોઇ પ્રચંડ શરીરધારી અનાર્ય હોવો જોઇએ. આજ પણ મધ્યપ્રાન્તના પહાડોમાં 'નાગ' નામની એક જંગલી કોમ વસે છે. અર્જનના મધુર સંસર્ગથી એ મદોન્મત્ત મટી વિનીત બન્યો એનું અનાર્યપણું ગયું અને એનામાં આર્યભાવનાઓનો ઉદય થયો. આ એના મૂળ સ્વરૂપની પ્રાપ્તિ. અત્યાર સુધી એ માત્ર શરીરે મનુષ્ય હતો,–પ્રાકૃત મનુષ્ય હતો–પણ હવે એનું ખરું મનુષ્યત્વ પ્રકટ થયું અને એ સંસ્કારી મનુષ્ય બન્યો સત્પુરુષના સમાગમનું આ મહાન ફળ છે આ વનચરની જડતા દૂર થતાં એ પોતાનું નૈસર્ગિક–સ્વભાવસિદ્ધ–દિવ્ય સ્વરૂપ પામ્યો એટલે જ્ઞાની ઋષિના શાપથી એ મૂઢ બન્યો હતો એ વાતનું એણે અર્જનને નિવેદન કર્યું આ ઋષિનો શાપ તે અભિમાનજન્ય અજ્ઞાનની અવસ્થા. ઋષિ એટલે જ્ઞાની–દ્રષ્ટા, 'પ્રજ્ઞાના પ્રભાવથી દીપતો તપસ્વી,' જેણે સ્વરૂપસિદ્ધિ પ્રાપ્ત કરી છે એવો મનુષ્યોત્તમ. પ્રજ્ઞાનો–જ્ઞાનનો–અભિમાનને લીધે ઉદ્ધત તિરસ્કાર એજ ઋષિનો શાપ. એ શાપનું પરિણામ જડતા અથવા તો ઘોર અજ્ઞાનની દશા આ અધમ અંધકારની અવસ્થામાંથી પ્રકાશમાં લાવનાર અર્જનો એ પુરુષ ઋણી બન્યો. અર્જને એના કુમ્ભસ્થળને બાણથી વિંધ્યું અર્થાત્

વચનામૃતથી એની સૂતેલી બુદ્ધિને જાગૃત કરી એનામ મનુષ્યત્વ પ્રકટાવ્યું આ ઉપકારના બદલામાં એ પુરુ અર્જુને અશ્વવિદ્યાનું કેટલુંક રહસ્ય શીખવ્યું. હિંસા કર્ય વગર હૃદયના સમાગમથી વિરોધીને વશ કરવાની કલામ અર્જુને જે સિદ્ધિ મેળવી એ જ આ સમ્મોદન વિદ્યા.

સ્થૂળ બળ ઉપર આ બુદ્ધિનો વિજય છે. યુદ્ધને અટકાવી શાન્તિની સ્થાપના કરવા માટે અર્વાચીન જગતમાં આ જ પણ આ પુરાણુ પ્રયોગ થઇ રહ્યો છે.

## તત્ત્વજ્ઞાન અને કવિતાનો સંયોગ

હિન્દુસ્થાનમાં જ્ઞાનની વિવિધ શાખાઓ એક બીજામાં ઓતપ્રોત થએલી છે એ એના સાહિત્યની અનન્યસાધારણતા છે. કવિવર ટાગોરની મનોહર વાણીનો અનુવાદ કરીને કહીએ તો ' હિન્દમાં સર્વવિદ્યાઓ –કવિતા તત્ત્વજ્ઞાન વગેરે–સંયુક્ત કુટુમ્બમાં વસે છે.' પશ્ચિમના સાહિત્યમાં " એક પ્રકારનો વ્યક્તિવાદ " પ્રવર્તે છે જ્યારે હિન્દના સાહિત્યમાં એક પ્રકારનો સામ્યવાદ ( communism ) દૃષ્ટિગોચર થાય છે. હિન્દમાં કવિતા, નીતિશાસ્ત્ર, સમાજશાસ્ત્ર, ઇતિહાસ આદિ જ્ઞાનની જુદીજુદી શાખાઓના પ્રદેશો નિતાન્ત ભિન્ન નથી પણ એક બીજા સાથે અભેદ્ય ગ્રન્થિથી ગૂંથાએલા છે. આથી કવિતાના ગ્રન્થમાં તત્ત્વજ્ઞાન અને નીતિશાસ્ત્રનાં અનેક તત્ત્વો સુન્દર રીતે ગંઠળાએલાં જણાય છે, તો મનુસ્મૃતિ જે મુખ્યત્વે કરીને સમાજશાસ્ત્રનો ગ્રન્થ છે તેમાં અધ્યાત્મચિન્તન

---

* મજલિસે ફિલસુફાનમાં તા. ૧૫-૧૦-૧૯૩૧ને રોજ વાંચેલો નિબંધ.

માલમ પડે છે. આપણા સાહિત્યકારો પ્રત્યેક શાસ્ત્રનું ચણતર અધ્યાત્મશાસ્ત્રના પાયા ઉપર ચણતા એ વિશિષ્ટતા સમજણમાં નહિ આવવાથી પાશ્ચાત્ય અવલોકનકારો કહે છે કે મનુસ્મૃતિનું પહેલું પ્રકરણ ક્ષેપક છે. પરંતુ બર્કને મન સમાજ એ 'Mysterious incorporation of the human race' 'માનવજાતિનો અકલ સંયોગ' છે અને કાર્લાઇલની દૃષ્ટિએ 'Standing wonder of the Universe' અર્થાત્ 'વિશ્વનું સનાતન અદ્ભુત' છે તે મનુસ્મૃતિકારના મતે પરમાત્માની કૃતિ છે. આ પ્રમાણે સમાજનું અધિષ્ઠાન પરમાત્મા છે એ સમજણ સમાજના વિવિધ ભેદોમાં, અભેદ એજ સત્યદૃષ્ટિ છે એમ આરંભમાંજ સૂચન કરાવી મનુભગવાન આખા સમાજશાસ્ત્રને ઉજાળે છે. વળી મહાભારત જેવું વિશ્વકાવ્ય જેમાં હિન્દના રાષ્ટ્ર ચૈતન્યનું 'આત્મસંવેદન' અથવા 'આત્મનિવેદન' પ્રકટ થએલું છે તેમાં ધર્મ, તત્ત્વજ્ઞાન, નીતિશાસ્ત્ર, સમાજશાસ્ત્ર, રાજ્યનીતિ, ઇત્યાદિ સર્વ પ્રકારનું ચિન્તન કરવામાં આવ્યું છે તે એટલે સુધી કે 'यदिहास्ति तदन्यत्र यन्नेहास्ति न तत्क्वचित्'— જે અહિંયા છે તે બીજે છે; જે અહિંયા નથી તે કયાંયએ નથી' આવી ઉદારતા હિન્દના કવિતાસાહિત્યની અને અન્ય સાહિત્યની છે.

પાશ્ચાત્ય તત્ત્વજ્ઞાનના પ્રભવસ્થાન ગ્રીસમાં કવિતા અને તત્ત્વજ્ઞાન વચ્ચે વિરોધ મનાતો. પ્લેટો એના 'લોકતન્ત્ર' (Republic)માં કવિઓને દેશવટો આપે છે અને એનું કારણ એ દર્શાવે છે કે કવિઓ આદર્શની છાયાનું અનુકરણ કરી સત્યને બદલે અસત્ય પ્રવર્તાવે છે. પ્લેટો જેવો

ક્રાન્તદર્શી ગદ્ય-કવિ જાતે કવિતાનું આવું ખંડન કરે છે એ હકીકત સહૃદય વિવેચકોને ખેદકારક લાગી છે. સૉક્રેટિસ પણ ' Apology 'માં જણાવે છે કે ' કવિઓ પાસેથી પણ મને કાંઈ શીખવાનું ન મળ્યું. મને લાગ્યું કે કવિઓ પોતાના ગ્રન્થો સર્જે છે પણ તેનું કારણ નૈસર્ગિક શક્તિ અને પ્રેરણા છે. તેઓ ઘણી સુન્દર વસ્તુઓ કહે છે પરંતુ તેઓ જે કહે છે તે સમજતા નથી. વળી તેઓ પોતે કવિ છે એ માન્યતાથી બીજી બાબતોમાં પણ બધા કરતાં વિશેષ ડાહ્યા છે એવી ભ્રાન્તિમાં રહે છે.' કવિતા વિષે આ ટીકામાં તે સમયના કવિઓની પરિસ્થિતિનો રંગ કે ગમે તે હો પણ ગ્રીસમાં તત્ત્વજ્ઞાન અને કવિતાના પ્રદેશો ભિન્ન ભિન્ન મનાતા એ વાત સ્પષ્ટ થાય છે.

હિન્દુસ્થાનમાં તત્ત્વજ્ઞાન એ ' પરમજ્ઞાનની સાધના ' હોવાથી એને માત્ર વિચારના પ્રદેશમાં ન રાખતાં વ્યવહારમાં ઊતારવામાં આવ્યું છે. જ્ઞાનની પ્રત્યેક શાખામાં તત્ત્વજ્ઞાનનું અન્તર્યામિત્વ રહેલું છે. પરિણામે હિન્દમાં તત્ત્વજ્ઞાન, કવિતા અને ધર્મ સાથે સંકળાએલું છે. પશ્ચિમમાં તત્ત્વજ્ઞાન એ શાસ્ત્રીય અભ્યાસનો વિષય છે એટલે એક સ્વતન્ત્રશાસ્ત્ર તરીકે એનો ખાસ અભ્યાસ થાય છે, જોકે એ વિજ્ઞાન સાથે જોડાતું જાય છે. વળી હિન્દમાં ઉચ્ચ તત્ત્વજ્ઞાનના જિજ્ઞાસુએ અધિકારસામગ્રી પ્રાપ્ત કરવી જોઈએ. આવો અધિકારભેદ પાશ્ચાત્ય તત્ત્વજ્ઞાનના અભ્યાસના સંબન્ધમાં નથી. બુદ્ધિના પ્રકર્ષની સાથે, હૃદયની વિશુદ્ધિ અને સાધુતા અથવા શંકરાચાર્ય જેને ' સાધનચતુષ્ટય ' કહે છે તેવો અધિકાર પરમજ્ઞાનની પ્રાપ્તિમાં

આવશ્યક મનાતો. સામાન્ય રીતે ત્રીજા આશ્રમનો વાનપ્રસ્થ અને ચતુર્થાશ્રમનો સંન્યાસી ઉચ્ચ તત્ત્વજ્ઞાનના અધિકારીઓ ગણાતા. પણ શંકર જેવા બ્રહ્મજ્ઞાનના જ્યોતિર્ધરો નાની ઉમ્મરે પ્રકૃષ્ટ જ્ઞાનનો અધિકાર પ્રાપ્ત કરી શકતા. હિન્દના ઋષિઓએ એમની આશ્રમ વ્યવસ્થામાં 'હેતુ અને નિયમન-પુરઃસર જીવનની યોજના' કરી હતી, મનુષ્યજીવન એ આત્માની યાત્રા હોઈને એના 'પ્રભાત, મધ્યાહ્ન, ટાઢો પહોર અને સન્ધ્યા'રૂપી ચાર આશ્રમોમાં વિચરી અન્તે મૃત્યુમાં પર્યવસાન પામતું. પરમ જ્ઞાનની પ્રાપ્તિમાં જીવનનો ટાઢો પહોર અને સન્ધ્યા વ્યતીત થતાં. આવું વ્યવસ્થિત જીવન મૃત્યુ પર સ્વાભાવિક રીતે વિજય પ્રાપ્ત કરી શકતું. વાસનાનો ક્રમેક્રમે ક્ષય થતાં, 'नाभिनन्देत मरणं नाभिनन्देत जीवितम्' એ આધ્યાત્મિક સ્થિતિ પ્રાપ્ત થતી.

મહાભારતના પૂર્વોક્ત ઉદાહરણમાં કાવ્યનો પ્રદેશ કેટલો વ્યાપક છે તેનો ઉલ્લેખ થયો છે. વર્ડ્ઝવર્થ કહે છે કે 'Poetry is the breath and finer spirit of all knowledge ... ... it is the first and last of knowledge; it is as immortal as the heart of man' અર્થાત્ કવિતા 'જ્ઞાન માત્રનો વધારે સૂક્ષ્મ અને સુન્દર પ્રાણ છે,' સર્વ સાહિત્યનો આદિ અને અન્ત છે અને માનવ હૃદય જેટલી અમર છે. ભવભૂતિની આર્ષ દૃષ્ટિએ કવિતા 'આત્માની અમરકલા' છે. જેમ મનુષ્ય દેહમાં સત્ય સૌન્દર્ય અને સાધુતાની ભાવનાઓરૂપ આત્મતત્ત્વ વિલસે છે તેમ કાવ્યશરીરનો પ્રાણ આ ત્રિપુટિ દ્વારા પ્રકટ થાય છે. સમભાવજન્ય

હૃદયક્ષોભમાંથી ઉત્પન્ન થઈ, પ્રતિભા દ્વારા સત્ય દર્શન પામી, કવિતાસાહિત્ય સંસારને 'પંડિત' અને 'મંડિત' ઉભય કરે છે. આચાર્ય ધ્રુવના શબ્દોમાં કહીએ તો

> કાવ્ય સાહિત્ય એ સાહિત્યસામાન્યનો આત્મા છે. ભાષા, ઇતિહાસ, વિજ્ઞાન, તત્ત્વજ્ઞાન, સઘળાં શાસ્ત્રનું પર્યવસાન કાવ્યમાં: કાવ્ય એ ક્રાન્તદર્શીની દૃષ્ટિ: પછી એ ગદ્ય હો વા પદ્ય હો. પદ્યમાં અર્થ-સંગીત સાથે શબ્દ સંગીતનો સહચાર, તેટલું પદ્ય ગદ્ય કરતાં કાવ્યને વિશેષ અન્તરંગ, અને ગદ્યમાં જેટલો શબ્દસંગીતનો અભાવ તેટલું તે બહિરંગ. અન્ય શાસ્ત્ર અને વિદ્યાથી કાવ્યનો વ્યાવર્તક ધર્મ એ કે શાસ્ત્ર અને વિદ્યા મનુષ્યબુદ્ધિના અમુક અમુક ખંડને ઉજાળે ત્યારે કાવ્ય અખંડ વસ્તુનું—વસ્તુના ઊંડા અન્તરમાં વિરાજતા દિવ્ય તત્ત્વનું—સાક્ષાત્ દર્શન કરાવે.[1]

હિન્દની પ્રતિભા કલાપૂર્ણ છે. એના સાહિત્યના ઘણા ખરા ગ્રન્થો કલાની ભાષામાં લખાએલા છે. તત્ત્વજ્ઞાનથી માંડીને આયુર્વેદ, ગણિત અને જ્યોતિષ્ પણ કવિતામાં રચાએલાં છે. કવિપ્રતિભા રૂપી જ્યોતિનો પ્રકાશ પડવાથી પ્રત્યેક શાસ્ત્ર કે વિદ્યા અધિક દીપ્તિમન્ત થાય છે. શાસ્ત્રીય ચિન્તન સાથે કવિની દૃષ્ટિનો યોગ થવાથી વસ્તુનું રહસ્ય સવિશેષ સમજાય છે.

કવિતા એ વસ્તુનું સાચું મૂલ્ય આંકે છે અને જૂના

૧. નવમી ગૂજરાતી સાહિત્ય પરિષદ્‌ના પ્રમુખ તરીકે કરેલા ભાષણમાંથી.

મૂલ્યમાં પરિવર્તન કરે છે કવિ જીવનનો ખરો અર્થ કરે છે અને સનાતન સત્યોનું દર્શન કરે છે. ભગવદ્‌ગીતાની પેલી પ્રસિદ્ધ પંક્તિ જે જ્ઞાનીને માટે છે તે કવિને અર્થે યોજીને કહી શકાય કે 'આપણી સર્વની રાત્રી ત્યારે મહાકવિનો દિવસ અને આપણો દિવસ ત્યારે મહાકવિની રાત્રિ' અર્થાત્ આપણી આસપાસ જે લૌકિક જગત્ પથરાએલું છે તેનો અર્થ નહિ ઉકેલવાથી આપણે સૂતેલા છીએ જ્યારે કવિઓ એમની પ્રતિભાદ્વારા વિશ્વનાં નિગૂઢ રહસ્યો ઉકેલી શકે છે તેથી જાગૃત છે.

આ પ્રતિભાશક્તિ જે દ્વારા સત્યદર્શન થઇ શકે છે કે તે બુદ્ધિનું ઉત્તમોત્તમ સ્વરૂપ છે.

> અતિપરિચિત વસ્તુમાં પણ એ દિવ્યતા જોઇ શકે છે. આપણી આસપાસ તેમ આપણા અન્તરમાં સુન્દરતા, ભવ્યતા, પવિત્રતા વગેરે ઉન્નતભાવો ભરનાર શક્તિ પણ એ જ છે. પ્રતિભારૂપી અતિવિશદ આધ્યાત્મિક નયન સમક્ષ સૃષ્ટિનાં ઉંડામાં ઉંડાં સત્યો દૃષ્ટિગોચર થાય છે. ઇન્દ્રિયો વસ્તુનું ઉપલક સ્વરૂપ જોઇ શકે છે પરંતુ પ્રતિભાદ્વારા એ જ વસ્તુનું ઉચ્ચતર, સુન્દર અને સનાતન સ્વરૂપ સમજાય છે[1]

કીટ્સની અમર પંક્તિઓ " Beauty is truth, truth beauty "–that is all ye know on earth, and all ye need to know'માં કવિતા અને

[1] મારો લેખ 'કલ્પનાનું ગૌરવ' વસન્ત શ્રાવણ, સંવત્ ૧૯૭૯.

તત્ત્વચિન્તનનો સમ્બન્ધ પ્રતિપાદન કરવામાં આવ્યો છે. છે. સૌન્દર્ય એ સત્ય છે; સત્ય એ જ સૌન્દર્ય છે. સત્ય જે સંપૂર્ણતાનો આદર્શ છે તે સનાતન આનંદપ્રદ સૌન્દર્યદ્વારા વ્યક્ત થાય છે. તત્ત્વજ્ઞાન એ જ્ઞાનમાત્રનું એકીકરણ છે. તત્ત્વજ્ઞાની વિશ્વના વિવિધ વિસંવાદોમાં, વિવિધ વસ્તુઓમાં સંવાદ જુવે છે અને કવિ એ સંવાદનું દર્શન પામી સંગીતમય વાણીમાં વ્યક્ત કરે છે. પરમ સત્ય એ મહાન કવિતામાં આપોઆપ ઓતપ્રોત થઈ તાલબદ્ધ વાણીમાં ગુંજી ઊઠે છે અહિંયા દ્રષ્ટા અને સ્રષ્ટા બને એક બને છે. કવિ એ તત્ત્વદ્રષ્ટાના ઉન્નત સ્થાને પહોંચે છે. હિન્દના મહાન તત્ત્વવેત્તા શંકરાચાર્ય તત્ત્વજ્ઞાનના અંતિમ સિદ્ધાન્તો મનોહર કવિતામાં પણ ગાઈ શક્યા છે એ સાંપ્રદાયિક માન્યતા એટલું તો અવશ્ય દર્શાવે છે કે આ દેશમાં ઉત્તમોત્તમ તત્ત્વચિન્તન અને કવિતાનો સુન્દર સંયોગ થઈ શકયો છે.

આમ હિન્દુસ્થાનમાં તત્ત્વજ્ઞાન અને કવિતા વચ્ચે અદ્ભુત સહચાર માલમ પડે છે. તત્ત્વજ્ઞાનના મહાન પ્રશ્નો કવિજનોએ પોતાની સુન્દર વાણીમાં ઉકેલ્યા છે તત્ત્વચિન્તનનો એક મહાપ્રશ્ન જેને હકસલિ 'Conflict between Nature and Reason' અથવા કવિવર ટાગોર 'Conflict between Life and Mind' કહે છે અર્થાત્ પ્રકૃતિ અને બુદ્ધિ અથવા નીતિ વચ્ચે વિરોધ-હિન્દની કવિતામાં સુન્દર રીતે વ્યકત થયો છે. આ જગત્ એના આરંભકાળથી આજસુધી વિકાસ પામતું ગયું છે પરંતુ એના આરંભમાં એનું સ્વરૂપ કેવું હતું તે ઋગ્વેદ સંહિતાની નીચલી પંકિતમાં પ્રકટ થાય છેઃ—

'तम आसीत् तमसा गूळहमग्रेऽप्रकेतं सलिलं सर्वमा इदम्' અર્થાત્ "અન્ધકાર વડે અન્ધકાર વ્યાપેલો હતો, આ બધું ઓળખી ન શકાય એવું જળ (પ્રકૃતિ) હતું.

પ્રકૃતિ-સલિલમાં ડૂબેલું સત્-અંકુરિત થાય છે અને સંજ્ઞા ( Consciousness )નો પ્રાદુર્ભાવ થાય છે.

અન્ધકારનાં જળ ( Waters of chaos )માં લાખો વર્ષ પર્યંત જીવન સંજ્ઞાને માટે કેવું તરફડતું હતું એનું વર્ણન 'નાસદીયસૂક્ત'માં થએલું છે. કવિવર ટાગોરની નીચેની પંક્તિઓ અધિક પ્રકાશ નાંખશેઃ

"Darkness was the first of all created animals, born in the beginning of time, with no eyes or no ears, but just one enormous appetite. Confined within the cavern for endless ages it knew nothing having no mind; but having sensibility it felt; and wept and wept in silence."

આગળ ચાલતાં બૃહદારણ્યક ઉપનિષદ્‌માં

'द्वया ह प्राजापत्याः देवाश्चसुराश्च ततः कनीयसा एव देवा ज्यायसा असुरास्त एषु लोकेष्व स्पर्धन्त.'

દેવો અને અસુરો બને પ્રજાપતિ – પરમાત્માના સંતાનો પણ અસુરો મ્હોટા છે અને દેવો ન્હાના છે. અહિંયાં અસુરો એ પ્રકૃતિનાં તત્ત્વો છે અને દેવો એ નૈતિક તત્ત્વો

છે. આ દેવાસુરસંગ્રામ એ પ્રકૃતિ અને બુદ્ધિ અથવા નીતિ વચ્ચેનું દ્વન્દ્વયુદ્ધ છે. આજ વિરોધનું અનુસંધાન રામાયણ, મહાભારત અને પુરાણમાં થએલું છે. રામ અને રાવણના યુદ્ધનો અન્તર્ધ્વનિ તો Nature અને Reasonનો જ વિરોધ છે. જે પ્રાકૃતિક છે તેમાં કદ અને સંખ્યા છે, જે નૈતિક છે તેમાં ગુણ અને સંયમ છે. મહાભારતના કૌરવ-પાંડવોના યુદ્ધમાં પણ એજ ધ્વનિ રહેલો છે. ભાગવત આદિ ગ્રન્થોમાં કંસ આદિ દૈત્યોને દંડ દેનાર શ્રીકૃષ્ણના જીવનનો પણ એ જ અર્થ છે. પ્રકૃતિ અને નીતિનો આવિરોધ કાલિદાસ અને ભવભૂતિના ગ્રન્થોમાં પણ પરોવાએલો છે. શાકુન્તલનો આરમ્ભ પ્રકૃતિના સ્વચ્છન્દ વિહારમાં; એનું પર્યવસાન, પ્રકૃતિપર નીતિના વિજયમાં. પ્રકૃતિના ચિત્રપટ પર પૂરપ્રહારમાં નાયક અને નાયિકાને ખેલાવતો કવિ અદ્ભુત સંયમ અને સાધુતામાં કાવ્યનો અંત લાવે છે. 'કુમારસંભવ'માં પણ શરીરસૌન્દર્યથી શિવને વશ કરતાં સતીનો મનોરથ ભંગ થાય છે,[૨] અને તપથી દુર્બલ થએલી 'કૃશાંગી' શિવનું પરમ પ્રીતિપાત્ર બને છે. સૌન્દર્ય અને સાધુતાનો યોગ પ્રકૃતિ ઉપર વિજય પ્રાપ્ત કરીને થઈ શકે છે. 'ઉત્તરરામચરિત'માં આ વિરોધ અત્યંત મનોહર અને સુશ્લિષ્ટ રૂપે પ્રતીત થાય છે. પ્રકૃતિનાં મહાન બળો અને નિયમો વચ્ચે કર્તવ્યપરાયણ જીવન જીવવું કેટલું દુષ્કર છે

૧. Broken Ties P. 58.

૨. 'निनिन्द रूपं हृदयेनपार्वती प्रियेषु सौभाग्यफलाहिचारुता' સર્ગ ૫-૧.

તે કવિ દર્શાવે છે. પ્રકૃતિમાં પરિવર્ત – Universal Law of Change પ્રવર્તે છે. પ્રત્યેક વસ્તુમાં પળેપળે પરિવર્તન થાય છે. બીજા અંકનો એક શ્લોક સભારીએઃ

पुरा यत्र स्रोतः पुलिनमधुना तत्रसरितां—
विपर्यासं यातो घनविरलभावः क्षितिरुहाम्।
बहोर्दृष्टं कालादपरमिव मन्ये वनमिदं—
निवेशः शैलानां तदिदमिति बुद्धिं द्रढयति॥

પ્રકૃતિમાં મહાન પરિવર્ત થયો છે. નદીના પ્રવાહમાં અને વૃક્ષોમાં ફેરફાર થવાથી વન જુદું જણાય છે, પરંતુ પર્વતો તો અચલ રહ્યા છે. આ પર્વતોની પેઠે પરમ સત્ય–આત્મા–અનેક પરિવર્તોમાં 'અચલ' અને અલિપ્ત રહે છે. તેમ ભવભૂતિના રામ પણ અડગ અને નિર્લિપ્ત રહે છે. દુષ્ટ પુરજનોની નિર્દયતા સંભારી પુત્રોના દુઃખે તપેલા જ્ઞાની રાજર્ષિ જનક પણ 'चापेन शापेन वा' ઉચ્ચારે છે પણ રામ મહાન પરિવર્તો વચ્ચે સ્થિર અને ધ્રુવ રહે છે અને દુઃખની સ્વાભાવિકતા અને અનિવાર્યતા યથાર્થ સમજી કર્તવ્યનિષ્ઠ જીવન જીવે છે. આ પણ નીતિનો પ્રકૃતિપર વિજય છે. આમ ટેનિસનના શબ્દોમાં 'Move upward working ont the beast aud let the ape and tiger die' – પ્રકૃતિ ઉપર વિજય મેળવતો મેળવતો મનુષ્ય કેટલો મહાન બને છે તે આપણે આપણા કવિતા-સાહિત્યમાં જોઇએ છીએ.

હવે પરમાત્મા અને જીવાત્માના સંબંધનું સ્વરૂપ કેવું સરસ રીતે કવિતામાં પ્રકટ થયું છે તે જોઇએ. ઉપનિષદમાં

**द्वासुपर्णा सयुजा सखाया समानं वृक्षं परिषस्वजाते।**

तयोरन्यः पिप्पलं स्वाद्वत्त्यनश्नन्योऽभिचाकशीति' એક વૃક્ષ પર બેઠેલા. જીવાત્મા અને પરમાત્મા રૂપી બે ભિન્નપક્ષિઓમાં એક દ્રષ્ટા છે, બીજો ભોક્તા છે. આ જ રૂપક નર અને નારાયણ, (સંભારો મહાભારતની આરંભની જ લીટીઃ नारायणं नमस्कृत्य नरं चैव नरोत्तमम् ।) અર્જુન અને કૃષ્ણના સમ્બન્ધમાં મહાભારત અને પુરાણોમાં પ્રતીત થાય છે પરમાત્મા એ જીવાત્માનો નિકટનો સખા અને સારથિ છે. જીવનસંગ્રામમાં એના સિવાય બીજો કોણ મનુષ્યને દોરે તેમ છે? વળી स एकाकी नारमत; एकोऽहं बहु स्याम्' એને એકલાને ન ગમ્યું; એકને હું બહુ થાઉં એમ પ્રચ્છા થઈ. મૂળસ્વરૂપમાંથી જીવાત્માની ચ્યુતિ થઈ; એ ભલે પરમાત્માની લીલા હોય – ચૈતન્યશક્તિનો વિલાસ હોય – પરંતુ આપણાં ઇતિહાસ પુરાણુ કાવ્ય નાટક આદિના લેખકો અને સંતકવિઓને એ મનુષ્યઆત્માની એક મહાન કરુણતા પણ જણાઈ છે. કૃષ્ણ અને રાધાનો પ્રેમ અને વિરહ, રામ અને સીતાનો પ્રેમ અને વિયોગ આદિ કાવ્યો ગાનાર કવિજનોએ એ મૌલિક વિરહની વ્યથાનાં ગીતો ગાયાં છે. ભવભૂતિ જાનકીને 'करुणस्यमूर्तिः અથવા शरीरिणी विरहव्यथा' કહે છે ત્યારે જીવાત્માનો પરમાત્માથી વિયોગ એજ જીવનનો સહુથી અસહ્યવિયોગ છે એ ભાવના એ કવિના હૃદયના ઊંડાણુમાં રગેરગે વ્યાપી રહી છે એવું સહૃદય વાચકને ભાન થાય છે.

વળી પરમાત્માના પરત્વ ( transcendence ) અને અન્તરત્વ ( immanence )ના સિદ્ધાન્તો પણ કવિજનોએ પોતાની વાણીમાં ગૂથ્યા છે.

(૧) सहस्रशीर्षा पुरुषः सहस्राक्षः सहस्रपात्। सभूमिं विश्वतोवृत्वाऽ त्यतिष्ठद्दशांगुलम्। અને एकं पादं नोत्क्षिदति सलिलाद्धंस उच्चरन्।

આદિ પંક્તિઓમાં આ બન્ને સિદ્ધાન્તો વ્યક્ત થાય છે. આપણાં પુરાણોમાં અનંતનું રૂપક અને લક્ષ્મી સહવર્તમાન શેષશાયી વિષ્ણુના નાભિકમળમાંથી જગતની ઉત્પત્તિ એ પણ પરમાત્માનું પરત્વ અને અન્તરત્વ દર્શાવે છે.

જેમ ઇવોલ્યુશનવાદ, ડાર્વિન, સ્પેનસર, અને હકસ્લિના ગ્રન્થો કરતાં પણ ટેનિસન બ્રાઉનિંગની વાણીદ્વારા અધિક સ્પષ્ટ થાય છે તેમ ભગવદ્‌ગીતાના ૧૧ મા અધ્યાયમાં વિશ્વરૂપદર્શનમાં પરમાત્માની વિશ્વમાં પ્રકટ થતી પ્રવૃત્તિનું દર્શન થાય છે. આ વિશ્વમાં પ્રતિક્ષણ ઘોર સંગ્રામ પ્રવર્તી રહ્યો છે અને 'વિરાટ'નો 'કરાલદંષ્ટ્રા'માં અખિલ બ્રહ્માંડ કચ્ચરઘાણ થઈ રહ્યું છે. કૌરવો (આસુરીસંપદ્) કાલના વિકરાલ મુખમાં દળાય છે અને પાંડવો (દૈવીસંપદ્)રુધિરથી ખરડાએલાં વિશ્વરૂપના મુખમાંથી સહીસલામત બહાર નીકળે છે અને પ્રભુની સ્તુતિ કરે છે. કાલસ્વરૂપ પરમાત્મા અર્જુન (મનુજઆત્મા)ને અભયદાન આપે છે કે ऋतेऽपित्वां न भविष्यन्ति सर्वे येऽवस्थिताः प्रमुखे धार्तराष्ट्राः। દારુણ-જીવન કલહમાંથી તું મારો સખા અને ભક્ત હોવાથી અવશ્ય જીવતો રહીશ. અર્થાત્ મનુજ આત્મા અમર છે અને મહાન યુદ્ધને અન્તે એ યુગાત્મા જગત્‌નું નવ સર્જન કરે છે. વળી, તત્ત્વચિન્તનનો સર્વોત્કૃષ્ટ સિદ્ધાન્ત મૈત્રેયી–યાજ્ઞવલ્કય સંવાદમાં પ્રકટ થતો નથી ? 'आत्मनः कामाय सर्वं प्रियं भवति' આત્માને લીધે પ્રત્યેક વસ્તુ મૂલ્યવાન થાય છે.

આ વિશ્વમાં પ્રત્યેક જીવ અને પ્રત્યેક વસ્તુને અવલોકવાની master-key આ મહાન ચાવી છે. આજ બ્રહ્મદષ્ટિ.

આવાં અનેક ઉદાહરણો આપણા સાહિત્યમાંથી આપી શકાય છે. રામાયણ મહાભારત પુરાણ નાટક આદિમાં અનેક રૂપકો દ્વારા તત્ત્વચિન્તનના મહાન સત્યો કવિતામાં પ્રકટ થયા છે આ પ્રમાણે કવિતા દ્વારા તત્ત્વચિન્તનની છેવટની ભૂમિકાના સિદ્ધાન્તો હિન્દુસ્થાનના લોકજીવનમાં ઓતપ્રોત થઈ શકયા છે, દેશના આન્તર માનસમા સુદૃઢ થઈ ગયા છે. કવિવર રવીન્દ્રનાથ કહે છે કે "હિન્દમાં તત્ત્વચિન્તનનું કાર્ય માત્ર પાંડિત્યનું એકશ્રપણ પ્રામ કરવાનું નથી પરંતુ લોકજીવનમા વ્યાપ્ત થવાનું છે." હિન્દુસ્થાનના ધાર્મિક હૃદયવાળા અસખ્ય સ્ત્રીપુરુષોએ 'તત્ત્વજ્ઞાનને હિમાલયનાં ગગનસ્પર્શી શિખરો ઉપરથી કવિતાની પાંખ ઉપર બેસાડીને' [1]સપાટ ભૂમિ ઉપરનાં ખેતરોમા અને ખેડૂતના ગરીબ ઝૂંપડામાં ઊતાર્યુ છે અને તેથી જ નિરક્ષર સ્ત્રીપુરુષો અને રસ્તે ચાલતા ભીખારીઓ પણ 'ગહનતાની પરિસીમાના સિદ્ધાન્તોને એકતારામાં ગાય છે.[2] ત્યારે એક સ્વાભાવિક પ્રશ્ન થાય છે કે આ બધુ આ દેશમાં શી રીતે બની શકયુ છે? એનો ઉત્તર કવિવર ટાગોર આપે છે કે "જમાનાઓ થયા હિન્દમાં સામુદાયિક કેળવણીની જે અદ્‌ભુત પ્રથા પ્રવર્તે છે અને જે હાલ ઉચ્છેદ પામવાની તૈયારીમાં છે તેને લીધે આપણા વિદ્યાસ્થાનો—જ્યા દેશના દૂરદૂરના ભાગમાંથી આવીને સુપ્રસિદ્ધ વિદ્યાગુરુની આસપાસ વિદ્યાર્થીઓ એકત્રિત થાય છે—આ સ્થળો ઊંડા જળથી ભરેલાં સરોવર

૧ ૨. આચાર્ય ધ્રુવ

જેવાં છે, જે દુર્ગમ માર્ગ દ્વારા પહોંચી શકાય છે પરંતુ આ સ્થળોમાંથી નિરંતર ઉત્પન્ન થતી અને વાદળાંમાં પરિણમતી વરાળને, પવન ખેતરે ખેતરે પહાડો અને ખીણોમાં થઈને દેશના સર્વ ભાગોમાં લઈ જાય છે પૌરાણિક કથાઓ ઉપર રચાએલાં સંગીતકલ્પ નાટકો, કુશળજનોનાં પારાયણ અને વાર્તાકથન, ભિક્ષુક ગાયકોનાં ગીતો દ્વારા સર્વત્ર પ્રસરતું લોકસાહિત્યનું સંગીતપ્રધાન ધન—આ સર્વ એ વાદળા છે જે મૂળરૂપમાં અધ્યાત્મશાસ્ત્રના કઠિન સિદ્ધાન્તોના વિચારો વડે જનતાની મનોભૂમિને ખેડવામાં સહાયક બને છે સાંખ્ય વેદાન્ત અને યોગદર્શનમાં સમાએલા ગહન વિચારો લોકસાહિત્યના જીવન્તપાકમાં રૂપાન્તર પામ્યા છે અને જેઓને આ વિચારોના મૂળ સુધી પહોંચવાની નિરાંત અને કેળવણી કદાપિ મળી શકે તેમ નથી તેઓના ઘરના છેક દ્વારસુધી એ લઈ જવામાં આવ્યા છે "[1]

મુસલમાન સમયમાં 'ભાષાયુગ'ના સન્તસાધુઓ કબીર, નાનક, તુલસીદાસ, સૂરદાસ, નરસિંહ મહેતા, મીરાંબાઈ, રામદાસ તુકારામ વગેરેના ભજનિયાંમાં તત્ત્વજ્ઞાનના અનેક વિચારો આપોઆપ ગૂંથાઈ ગયા છે મીરાંનું ભજન 'મુખડાની માયા લાગીરે મોહન તારા' એ हिरण्मयेन पात्रेण सत्यस्यापिहितं मुखम् મા નિર્દિષ્ટ સત્યના મુખની લગની છે નરસિંહની 'જાગીને જોઉં તો જગત દીસે નહિ' ઇત્યાદિ પંક્તિઓમાં પરમાત્મદૃષ્ટિનું સ્વરૂપ પ્રકટ થાય છે

૧ રવીન્દ્રનાથ ટાગોર Presidential Address at the first Philosophical Congress (Calcutta) માંના એક ફકરામાંથી

છેવટે, ભવભૂતિના શબ્દોનું ફરી સ્મરણ કરીને કહીએ તો કવિ સંસારને 'પંડિત' અને 'મંડિત' ઉભય કરે છે અર્થાત્ સત્યનું જ્ઞાન આપી સૌન્દર્યભાન કરાવે છે. આવા કવિઓ ગૂજરાતમાં અવતરો. આજ આપણું જીવન મહાન કવિઓ ઉત્પન્ન કરે તેવું થઇ રહ્યું છે. મહાકાવ્ય રચાય એવી કવિતાસામગ્રી ગૂજરાતના બલ્કે હિન્દના વર્તમાન જીવનમાંથી મળી શકે તેમ પણ છે. મૅઝિનીના શબ્દોમાં કહીએ તો 'મહાપુરુષ એ એના યુગની મહાન ભાવનાઓનો સંક્ષિપ્તસાર છે.' એવો મહાપુરુષ આપણા વચ્ચે જીવન જીવી રહ્યો છે. સત્ય અને અહિંસાના મહાન સિદ્ધાન્તો જીવનમાં અનેક સ્વરૂપો દ્વારા પ્રકટ થતાં જાય છે. 'છેલ્લો કટોરો' કાવ્ય લખનાર કવિ ગૂજરાતના હૃદયને હલાવે છે તો વર્તમાન જીવનની ભાવનાઓ અને આકાંક્ષાઓ મહાકાવ્યમાં ગૂંથનાર મહાકવિ ગૂજરાતનું જીવન અવશ્ય નવપલ્લવિત કરશે અને અધિકાધિક ખીલવશે.

# કવિમાનસ : એક અભ્યાસ

( ૧ )

પ્રસિદ્ધ ફ્રેન્ચ નવલકથાકાર બાલ્ઝાકે એક વારાંગના—coquette—નું પાત્ર અદ્‌ભુત કૌશલથી આલેખ્યું છે. એ નિર્દયતાની પ્રતિમા છે. કોઈએ એને સાક્ષાત્ ગીત ગાતી કદાપિ સાંભળી નથી. તથાપિ એના એકાન્ત ગીતમાં અને દાસી સાથેની લટકભરી વાતોમાં એનો સાચો આત્મા મૂર્તિમન્ત થાય છે. આ નર્તિકાને બેવડો આત્મા છે : એક ક્ષણિક અને બીજો સનાતન. એનો ક્ષણિક આત્મા આ જગતમાં ફરતો ફરતો અનેક નિષ્ઠુર અને દુષ્ટ કૃત્યો કરતો લોકનિન્દાને પાત્ર બને છે, પરંતુ એનો બીજો આત્મા—એનો સનાતન આત્મા—જગતના કોઈ પણ ન્યાયાધીશના નિર્ણયની પેલીપાર પ્રકાશે છે. અર્થાત્ કોઈપણ મહાકવિ કે નવલકથાકાર કે તત્ત્વજ્ઞાની કોઈએ આત્માને ન્યાયાસન પાસે ઊભો કરી શકે તેમ નથી. જગતનું મહાન સાહિત્ય,

---

× ગૂજરાત કોલેજના ગૂજરાતી સાહિત્યમંડળ સમક્ષ તા: ૧૯–૯–૩૫ ના રોજ આપેલું વ્યાખ્યાન.

જગતની મહાન કલાકૃતિઓ આજ સ્વરૂપમાં, આજ ભાવમાં, લખાએલી છે. પાપના દેષારોપણ તરીકે નહિ, પરંતુ પાપની ક્ષમા રૂપે એ સર્વોત્કૃષ્ટ કૃતિઓ પ્રકટ થાય છે.[૧]

કવિતાસાહિત્ય એ સાહિત્ય સમસ્તને આત્મા છે. કવિતા એ જ્ઞાન માત્રને સુન્દર અને સૂક્ષ્મ પ્રાણ છે, એને આદિ અને અંત છે અને માનવહૃદય જેટલી અમર છે.[૨] મહાકવિ વસ્તુના અન્તરતત્ત્વને, એના સત્યસ્વરૂપને, પ્રતિભાના નયનથી–આત્માની અખંડ ઝલકથી–નિહાળે છે. માનવજાતિના 'અંતિમ કલ્યાણને આધાર,' જગતની ઉન્નતિ અને શાન્તિને માર્ગ, કવિની દૃષ્ટિ ઉપર અવલંબે છે.

આ દૃષ્ટિ યથાશક્તિ સમજવા માટે જગતના મહાકવિઓ વાલ્મીકિ અને શેક્સપિયરના અને પ્રસંગોપાત્ત વ્યાસના કવિમાનસમાં થોડોક પ્રવેશ કરીએ.

એ સૂક્ષ્મસૃષ્ટિમાં સંચાર કરતાં વેંત જ કારુણ્યને મહાસાગર ઘોર નાદે ઘુઘવતો ચોપાસ સંભળાય છે અને એના ઉછળતા તરંગો દૃષ્ટિગોચર થાય છે. આ કારુણ્યસાગરના મહાપૂરમાં ન્હાના મ્હોટા સર્વ જીવો, અથડાતા પછડાતા, ઝંઝાવાતના તીવ્ર વેગે તરે છે અને એના જોસબંધ વહેતા પ્રવાહમાં પ્રજાઓ, પ્રજાનાયકો, સમ્રાટો, સામ્રાજ્યો, સારું

૧ Essays: Yeats.

૨ 'Poetry is the breath and finer spirit of all knowledge.........It is the first and last of knowledge. ......It is as immortal as the heart of man.' — Wordsworth.

ખોર્ડુ, શુભ અશુભ, પ્રિય અપ્રિય, સર્વ તણાતું તણાતું અદર્શન પામે છે. આ કારુણ્યસાગરના તોફાની તરંગો ઉપર ઉછળતી અથડાતી દૂર દૂર તણાતી સીતાને વાલ્મીકિ નિહાળે છે અને શેક્સપિયર કાર્ડેલિયા અને ડેસ્ડિમોનાને દૃષ્ટિગોચર કરે છે. આ ત્રણેને બચાવવા બંને કવિવરો સમગ્ર આત્માથી મહાપૂરમાં ઝંપલાવે છે. પરંતુ અગણ્ય આવર્તોની મધ્યમાં એ અમરવેલીઓ ડૂબી જાય છે. ઉભય મહાકવિઓને સહસ્રમૃત્યુનો એક સામટો આંચકો લાગે છે. પરંતુ અપાર સહનશક્તિ સાચવી બંને પોતપોતાની કાવ્યમૂર્તિઓ પાછળ સાગરના અગાધ જળમાં ડૂબકી મારે છે અને સમુદ્રતલને વીંધી રસાતલમાં ગતિ કરે છે. આ શુદ્ધ સનાતનતાના પ્રદેશમાં સર્વત્ર અનિર્વાચ્ય શાન્તિ વિરાજે છે. એમાં તેજોમય અમૃતમય અનન્ત એકલો વિહરે છે. ભૌતિક જગતમાં લુપ્ત થએલી એ તેજોમયી સૌભાગ્યદેવીઓ અનન્તતાના અમરકુંજમાં વિરાજે છે. એ અમરધામમાં અસ્થિર અને અકલ દૈવની ઘેરી અને ભયંકર મેઘમાળા દૃષ્ટિગોચર થતી નથી. એમાં અખંડ મધુરતાની અલૌકિક સરિતા વહે છે. એમાં અવિચ્છિન્ન આનંદ પ્રવર્તે છે. એમાં એકરસ જીવન વિલસે છે. એ અક્ષયકુંજમાં વિહરતી તેજમૂર્તિઓ ઉભય કવિવરો પ્રત્યે સનાતન સ્મિતની સૌમ્ય પ્રભા વિસ્તારે છે. બંને કવીન્દ્રો કરુણામય ભૌતિક જગતની પાર રહેલા ભાવનાના જગતમાંથી—શાશ્વત ધામમાંથી—આ જગતને નિરખી રહે છે. આ પ્રમાણે પાર્થિવ અને અપાર્થિવ, વાસ્તવિક અને ભાવનામય, ઉભય જગતમાં કવિ સ્વેચ્છાએ આવજા કરે છે. એ પૃથ્વી ઉપરથી સ્વર્ગને, અને સ્વર્ગમાંથી પૃથ્વીને નિહાળે છે.

આ અર્થમાં જ કીટ્સે કવિજનોને ઉદ્દેશીને પ્રસિદ્ધ પંક્તિઓ ઉચ્ચારી છેઃ—

"Bards of Passion and of Mirth
Ye have left your soul on earth!
Have ye souls in heaven too,
Double-lived in regions new?"

કવિ અને કવિતાનું આ બેવડું સ્વરૂપ પાર્થિવ અને દિવ્ય, ક્ષણિક અને સનાતન, એ કવિમાનસમાં નિરખવાની મુખ્ય વસ્તુ છે. એ બંને સ્વરૂપો ઉપર કવિની અનન્યસાધારણ પ્રભુતા છે. કેટલીકવાર લૌકિક ઇચ્છાઓ અને કાર્યોમાં પરોવાએલો એ દેખાય છે અને આપણને એ સર્વમાં પકડાવા નિમન્ત્રે છે. પરંતુ એના પ્રલોભનમાં પડવા જેવું નથી. એની મોહિનીમાં વિશ્વાસ રાખવા જેવો નથી. આપણને ઇચ્છાઓ અને કાર્યોનાં અનેક વમળોમાં પાડતાં મૂકી એ તો ઘડીકમાં ગિરિશૃંગ ઉપર ચઢી જાય છે અને વિનોદ અને ચિન્તનના પહાડ ઉપર ઊભો રહી જીવનને અવલોકે છે. ફૉલ્સ્ટાફ, પ્રૉસ્પેરો, હૅમ્લેટ જગતને આ દૃષ્ટિએ જુએ છે. [a]જગતના વ્યાવહારિક કાર્યોમાં તેઓ નિષ્ફળ થાય છે પરંતુ એમનાં દર્શનની વિશાળતા અને સત્યતા એથી કુંઠિત થતી નથી. શેક્સપિયરનાં એ પ્રિય પાત્રો છે.

આ પ્રમાણે આ વાસ્તવિક દેખાતા જગતથી જુદા અને એની પેલી પારના પ્રદેશમાં કવિ આપણને કેટલીએ વાર ડોકિયું કરાવે છે. આવા પ્રસંગોમાં બોલનાર પાત્ર ક્ષણજીવી શક્તિઓ અને મનોવૃત્તિઓના પ્રચંડ અને અન્ધ

a Sir Walter Raleigh.

પૂરમાંથી મુક્ત થઈ તાત્કાલિક વાતાવરણની કઠોરતા અને નિષ્ઠુરતાની પાર જઈ, અન્તર્મુખ બને છે અને સત્ય અને ન્યાયનો સનાતન અન્તર્નાદ શાન્તિથી સાંભળે છે. દુષ્ટમાં દુષ્ટ મનુષ્ય અને ઘોરમાં ઘોર અપરાધી પણ એનાં દુષ્ટ કર્મો અને અપરાધોની મધ્યમાં હૃદયના ઊંડામાં ઊંડા પ્રદેશમાં નિવૃત્ત થાય છે અને એ એકાન્ત અને શાન્તધામમાં સર્વ મલિનતામાંથી મુક્ત બની એનો શુદ્ધ આત્મા પૂર્ણ રૂપમાં પ્રકાશે છે. જે સુન્દરતા અને વિશુદ્ધિ માટે એણે વિપરીત વૃત્તિથી નિષ્ફળ શોધ કરી છે તેની સમક્ષ એનો ઉન્નત આત્મા ક્ષણવાર ઉભો રહે છે અને જે સત્ય અને ન્યાયની ભાવનાઓને એણે જીવનભર તુચ્છકારી છે અને પગ નીચે ચગદી નાખી છે, તે સર્વ એની સમક્ષ પ્રત્યક્ષ થાય છે અને લૌતિક સત્તા અને લોભ અને આકાંક્ષાની ક્ષણિકતા અને શૂન્યતાનું ભાન એને કરાવે છે. રામાયણમાં રાવણ અપાર મનોમન્થન કરનારી ક્ષણિક મનોવૃત્તિઓને પળવાર અટકાવી અન્તર્મુખ બને છે. એનો અન્તર્નાદ અસંખ્ય જિવ્હાએ એને સીતાને પાછી સોંપવાનું પોકારે છે. એ હૃદયનાદ એ ક્ષણવાર સાંભળે છે, સત્કારે છે અને સ્વીકારવા સહેજ વળે છે પણ ખરો. વાલ્મીકિના મહાકાવ્યનો અનુવાદ કરતી પ્રેમાનંદના ' રણયજ્ઞ ' ની લીટીઓ સાંભળવા જેવી છેઃ—

" મહારાજ લંકાતણો એમ ભાખે
નથી મર્ણ થાતું લખ્યા લેખ પાખે.

× × ×

પરિબ્રહ્મ એ રામ આનંદકારી
મને મારવા માનુષી દેહ ધારી;
× × ×
એને પામવા કોઈ અષ્ટ જોગ સાધે,
ખટ દર્શનમાંહી ખોળ્યો ન લાધે;
તપ તીર્થ વ્રત નેમ જગન દાને,
ન આવે સપનામાં વૈરાગ્ય ધ્યાને.
× × ×
ધન્ય તાત મારો! ધન્ય માત મારી!
મુજ કારણે અવતર્યા શ્રી મુરારી.
ઘણું ખાધું પીધું, ઘણા ભોગ કીધા
ઘણા રાજરાણા જિતી દંડ લીધા.
× × ×
હવે માયાના સુખથી મન ભાગ્યું,
રઘુનાથને હાથ હું મર્ણ માગું!"

રાવણની ક્રૂર રાક્ષસતામાં પણ એનો અન્તર્દીપ ઝબકે છે. શેક્સપિયરના 'મેકબેથ' માં ઘોર હિંસાની સ્મૃતિથી રીબાતો મેકબેથ પોતાની પત્નીના મૃત્યુના સમાચાર સાંભળી જીવનની નિઃસારતા અને શૂન્યતા નીચે પ્રમાણે અનુભવે છેઃ—

"To-morrow, and to-morrow,
and to-morrow
Creeps in this petty pace from day to day,
To the last syllable of recorded time;
And all our yesterdays have lighted fools

The way to dusty death.
Out, out, brief candle !
Life's but a walking shadow,
a poor player
That struts and frets his hour
upon the stage,
And then is heard no more; it is a tale
Told by an idiot, full of sound and fury,
Signifying nothing."

વિચાર અને આચાર વચ્ચે–જ્ઞાન અને કર્મ વચ્ચે–ઝોલા ખાતું હૅમ્લેટનું હૃદય મનુષ્યસ્વભાવસુલભ અનેક આઘાતોથી ચીરાય છે, અને વેરઝેર છોડી દઈ મૃત્યુની ગાઢ નિદ્રામાં શાન્તિ લેવા લલચાય છે.

"To die; to sleep;
No more; and by a sleep to say we end
The heart-ache and the thonsand
natural shocks
That flesh is heir to,' tis a consummation
Devoutly to be wished."

'ઓથેલો'માં દુષ્ટ ઈયાગોની કપટજાળનો ભોગ થઈ પડેલો વીર હૃદયનો પણ કાચા કાનનો અવિચારી ઓથેલો ક્રોધથી ક્ષણવાર ગાંડો બની મધુરી ડેસ્ડીમોનાને ગુંગળાવી મારી નાખે છે. 'ન્યાયની તલવાર' ચલાવ્યા પછી, એ પ્રિયતમાના શબને નિહાળી રહે છે અને એનો ક્રૂર નિશ્ચય ભાગી જાય છે. ઓથેલો નીચે વળે છે અને ગાઢ નિદ્રામાં

સૂતેલી નિર્દોષ મૂર્તિને ચુંબે છે. છેવટે યોગનિદ્રામાંથી જાગીને એ આંખો ઉઘાડે છે અને આસપાસ જુવે છે તો મૃત્યુ સિવાય એને ક્યાંયએ આશ્રય જણાતો નથી. ફરી એકવાર એ સૌમ્ય મૂર્તિને ચુંબન કરે છે અને પોતાના પ્રાણ કાઢી નાંખી પ્રિયતમાના શબ ઉપર ઢગલો થઇને પડે છે. મરતાં મરતાં એ બોલે છેઃ—

"I kissed thee, ere I killed thee;
No way but this,
Killing myself to die upon a kiss."

આ રીતે આ મહાકવિઓએ આત્માનું બેવડું જીવન સ્પષ્ટતાથી નિરખ્યું છે. ઘોર અને અધમ કાર્યમાં આત્મા પૂરાયો હોય છે ત્યારે પણ એ ઐહિક મર્યાદાને ભેદી એની પાર જઇ શકે છે અને શુદ્ધ જ્યોતિમાં ઝગઝગે છે ક્ષણિક જીવનની ક્રૂરતા, કુટિલતા અને વિરૂપતાને વીંધી એ સનાતન સુન્દરતાનું દર્શન કરી શકે છે. મનુષ્ય પોતાના તાત્કાલિક કાર્ય કરતા વધારે મહાન છે. પોતાની આસપાસ પળે પળે બદલાતી પરિસ્થિતિ ઉપર, સંજોગોની—અકલ્પ્ય પરંપરા ઉપર—એ સ્વાધીનતા મેળવવામાં નિષ્ફળ થાય છે પરંતુ એનો અન્તર્દીપ ઓલવાતો નથી. માનવઆત્મા એના લૌકિક અને અલૌકિક ઉભય સ્વરૂપો પ્રકટ કરે છે. આત્માના સામર્થ્યને—એની વીરતાને—સીમા નથી. આજનો પાપી એ આવતી કાલનો સન્ત બને છે. ખરૂં જોતાં, આપણે બધા એકજ વહેણમાં વહન કરીએ છીએ. આપણે સર્વ કરુણ રસના પાત્રો છીએ. કરુણતા એ આપણો માનવજાતિનો

The way to dusty death.
Out, out, brief candle !
Life's but a walking shadow,
a poor player
That struts and frets his hour
upon the stage,
And then is heard no more; it is a tale
Told by an idiot, full of sound and fury,
Signifying nothing."

વિચાર અને આચાર વચ્ચે-જ્ઞાન અને કર્મ વચ્ચે-ઝોલા ખાતું હૅમ્લેટનું હૃદય મનુષ્યસ્વભાવસુલભ અનેક આઘાતોથી ચીરાય છે, અને વેરઝેર છોડી દઈ મૃત્યુની ગાઢ નિદ્રામાં શાન્તિ લેવા લલચાય છે.

"To die; to sleep;
No more; and by a sleep to say we end
The heart-ache and the thonsand
natural shocks
That flesh is heir to,' tis a consummation
Devoutly to be wished."

'ઓથેલો'માં દુષ્ટ ઇયાગોની કપટજાળનો ભોગ થઇ પડેલો વીર હૃદયનો પણ કાચા કાનનો અવિચારી ઓથેલો ક્રોધથી ક્ષણવાર ગાંડો બની મધુરી ડેસ્ડીમોનાને ગુંગળાવી મારી નાખે છે. 'ન્યાયની તલવાર' ચલાવ્યા પછી, એ પ્રિયતમાના શબને નિહાળી રહે છે અને એનો ક્રૂર નિશ્ચય ભાગી જાય છે. ઓથેલો નીચે વળે છે અને ગાઢ નિદ્રામાં

સુતેલી નિર્દોષ મૂર્તિને ચુંબે છે. છેવટે યોગનિદ્રામાંથી જાગીને એ આંખો ઉઘાડે છે અને આસપાસ જુવે છે તો મૃત્યુ સિવાય એને ક્યાંયએ આશ્રય જણાતો નથી. ફરી એકવાર એ સૌમ્ય મૂર્તિને ચુંબન કરે છે અને પોતાના પ્રાણ કાઢી નાંખી પ્રિયતમાના શબ ઉપર ઢગલો થઈને પડે છે. મરતાં મરતાં એ બોલે છેઃ—

"I kissed thee, ere I killed thee;
No way but this,
Killing myself to die upon a kiss."

આ રીતે આ મહાકવિઓએ આત્માનું અનેરું જીવન સ્પષ્ટતાથી નિરખ્યું છે. ઘોર અને અધમ કાર્યમાં આત્મા પૂરાયો હોય છે ત્યારે પણ એ ઐહિક મર્યાદાને ભેદી એની પાર જઈ શકે છે અને શુદ્ધ જ્યોતિમાં ઝગઝગે છે ક્ષણિક જીવનની ક્રૂરતા, કુટિલતા અને વિરૂપતાને વીંધી એ સનાતન સુન્દરતાનું દર્શન કરી શકે છે. મનુષ્ય પોતાના તાત્કાલિક કાર્ય કરતા વધારે મહાન છે. પોતાની આસપાસ પળે પળે બદલાતી પરિસ્થિતિ ઉપર, સંજોગોની—અકલ્પ્ય પરંપરા ઉપર—એ સ્વાધીનતા મેળવવામાં નિષ્ફળ થાય છે પરંતુ એનો અન્તર્દીપ ઓલવાતો નથી. માનવઆત્મા એના લૌકિક અને અલૌકિક ઉભય સ્વરૂપો પ્રકટ કરે છે. આત્માના સામર્થ્યને—એની પાત્રતાને—સીમા નથી. આજનો પાપી એ આવતી કાલનો સન્ત બને છે. ખરૂ જોતાં, આપણે બધા એકજ વહેણમાં વહન કરીએ છીએ. આપણે સર્વ કરુણ રસના પાત્રો છીએ. કરુણતા એ આપણો માનવજાતિનો

સર્વસામાન્ય વાગ્રો છે. આ સચરાચર કારુણ્ય જોવું અને એની પારના પ્રદેશને નિહાળવો એ કવિની દષ્ટિ છે.

( ૨ )

જીવન અને કલા–બંનેનું મૂલ કારુણ્યમાં અન્તર્ગત છે એ અનુભવમાંથી કવિ સર્વ પ્રેરણા લે છે. આ દષ્ટિમાંથી એને જીવનમાત્ર પ્રત્યે અગાધ પ્રેમ ઉભરાય છે. એ અસ્તિત્વને અનન્તતાની ભૂમિકામાં નિહાળે છે. જીવનના અગણિત પાત્રો અને પદાર્થો વચ્ચે એને અવિચ્છિન્નતા દેખાય છે. જીવનમાત્રની પવિત્રતા અને ભવ્યતા એને પ્રત્યક્ષ થાય છે. ન્હાના મ્હોટા સર્વ જીવોનું મૂલ્ય એને સમાન લાગે છે. પદાર્થ, પ્રાણી, મનુષ્ય, સર્વની એ શુદ્ધ ચૈતન્યમાં સ્થિતિ નિહાળે છે અને એ પ્રત્યેક દ્વારા સનાતન ચૈતન્યનું સ્ફુરણ અનુભવે છે. પ્રત્યેક વસ્તુનું એ અભિનવ દર્શન કરે છે. પદાર્થમાત્રનો એના અખંડ સ્વરૂપમાં એ સાક્ષાત્કાર કરે છે.

આમ, કવિ એ દ્રષ્ટા છે. એનું નયન સર્વત્ર નિહાળે છે. એ સર્વતન્ત્રસ્વતન્ત્ર છે. એનો વિચાર મુક્ત છે. એ સ્વર્ગ અને નરક બંનેમાં સમાન રસથી ડોકિયું કરે છે અને સ્થિર નયને સર્વ ઘટના નિહાળે છે. એ નિર્ભય છે. મૃત્યુની ભયાનક પ્રતિમાને પણ એ અનિમિષ ચક્ષુથી નિરખે છે અને એની મધુરી વીણામાંથી મંગલ અને મનોહર સૂરો નીકળે છે. મૃત્યુમાં પણ જીવનનું સતત સંવેદન એ જુવે છે. એની દેખીતી કરાલતામાં એને સ્નેહ અને સમભાવ ઉભરાતા જણાય છે. એની નિષ્ઠુરતામાં એને અનુકમ્પા ભરેલી દેખાય છે. એની વિરૂપતામાં એને અપૂર્વ મનોહરતા પ્રતીત થાય છે. એના ભીષણ અને ભયંકર સંહારમાં એ

માનવઆત્માની સનાતન છવિ વિલસતી જુવે છે. મૃત્યુની પેલીપાર એને અનન્ત જીવનનો મહાસાગર ઘુઘવતો સંભળાય છે. એને મન કોઈ પોતાનું નથી. એનું દર્શન વિશાળ અને તટસ્થ છે. આ વિશ્વ આપણને અપાર જણાય છે તે કવિને મન ઘરના આંગણા જેવું લાગે છે, જ્યાં એ પરમ સ્વસ્થતાથી વિહરે છે. એના વિશ્વવ્યાપક માનસમાં પૃથ્વી અને આકાશ વચ્ચેનું અન્તર અને ભૂત વર્તમાન અને ભવિષ્ય વચ્ચેના ભેદો ઓગળી જાય છે.

( ૩ )

આ મહાકવિઓનો કાવ્યપટ વિશ્વ જેટલો વિશાળ છે. મનુષ્ય આ જગતનું મધ્યબિન્દુ છે એ માન્યતા ભ્રાન્તિમૂલક છે એમ તેઓનું કવિમાનસ સારી પેઠે સમજે છે. મનુષ્ય કરતાં ઘણી સમર્થ અને મહાન શક્તિઓ આ વિશ્વમાં પ્રવર્તે છે, જેના પ્રચંડ વેગમાં સાધુચરિત મહાપુરુષ પણ તરણાની પેઠે તણાઈ જાય છે. પ્રકૃતિનાં અમાપ બળો અને માનવહૃદયમાં પ્રજળતી મનોવૃત્તિઓ વિશ્વમાં તુમુલ યુદ્ધ મચાવે છે, જ્વાળામુખીઓ સળગાવે છે અને ભયંકર ગિરિશિખરો ઉછાળે છે. આ ધગધગતી આગમાંથી ભયંકર ભડકા નીકળે છે અને માનવસંસ્કૃતિના આછા પાતળા પડને ભસ્મસાત્ કરે છે. એ સંહારની વરાળ સુખ અને આનંદના આહ્લાદક મંદિરને બાળી ખાખ કરી ઊંચે ચઢે છે. આ જગત ઉપર મનુષ્યનાં સુખ અને આનન્દ કેટલાં અસ્થિર છે! નિષ્ઠુર અને માયાવી દૈવની દારુણ લીલા સર્વત્ર પ્રવર્તે છે.

આ મહાન અને પ્રચંડ શક્તિઓને વાલ્મીકિ અને વ્યાસ દૈવ કહે છે અને શેક્સપિયર Fate કહે છે. દૈવ

કે અદષ્ટ એ અનન્ત બળોનો અકળ સંજોગ છે-' Fortuue, that unknown combination of infinite forces.'

આ મહાકવિઓએ અદષ્ટની-કિસ્મતની સર્વતોમુખી શક્તિ સ્વીકારી છે. એની સાથે યુદ્ધ ખેલતાં મનુષ્યની સ્થિતિ શિકારીની નથી પરંતુ ઘવાતા પ્રાણીની-છે, શિકારની છે. આ દૈવ તે સંજોગોનું પૂર છે. એની લીલાથી આ જગત પળે પળે પરિવર્તન પામે છે. પ્રત્યેક ક્ષણે એની પરિસ્થિતિ બદલાય છે. અદષ્ટ દૈવ અચિન્ત્ય પ્રસંગોની પરંપરા સર્જે છે. એની ચપલ અને ચંચલ તરંગમાલા ઉપર ચાલતાં સ્વસ્થ અને સત્ત્વશીલ મનુષ્ય પણ સરી જાય છે અને અનેકવાર પ્રાકૃત અને સત્ત્વહીન બને છે.' એની અકલ ગતિથી તપસ્વીઓનો તપોભંગ થાય છે, બુદ્ધિમાનોનો બુદ્ધિ-ભ્રંશ થાય છે, નિર્ભય ભયભીત બને છે, આશાવન્ત નિરાશ થાય છે, અને ધીરવીર દીન બને છે. એની સાથે સંગ્રામ ખેલવો અત્યંત કઠિન છે.

હેમ્લેટ અને ઑથલો અદષ્ટના હાથમાં સાધન બને છે. હેમ્લેટ પોતે જ કહે છે:—

"There is a Divinity that shapes our ends,
Rough – hew them how we will"

આગળ દ્વન્દ્વ યુદ્ધમાં ઝંપલાવતાં એ ફરી ઉચ્ચારે છે.

"Not a whit; we defy augury;
There is a special providence in the
fall a sparrow."

ઑથેલો પણ એજ કહે છે:—

"Who can control his fate!"

કિસ્મતને કોણ ખાળી શકે તેમ છે ?

આજ દૈવની લીલા રામાયણમાં કૈકેયીના સ્વચ્છ અને સરલ હૃદયને વિરૂપ અને કુટિલ બનાવે છે અને એ ઉદાર અને પ્રતાપી રાણીને દીન અને ભયભીત કરે છે. મહાભારતમાં ભીષ્મ, દ્રોણ અને કર્ણના તેજસ્વી આત્માઓ દૈવ પાસે-સંજોગોના અદમ્ય પૂર પાસે-પરાજય પામે છે અને જીવનમાં કદાપિ અસત્ય નહિ ઉચ્ચરનાર યુધિષ્ઠિર એક વિષમ પ્રસંગે અસત્ય બોલે છે અને નીતિના ધવલગિરિ ઉપરથી નીચે પડે છે એ પણ દૈવનો વિજય છે.

રામચંદ્ર અને અર્જુન જેવા કોઈ મહાવીરો જ દૈવના નિષ્ઠુર ઘા સહ્યા છતાં અડગ રહી શકે છે.

( ૪ )

મહાકવિના માનસની સાચી ચાવી એનો ભરપૂર સમભાવ છે. પ્રત્યેક નવી પરિસ્થિતિમાં એ પ્રવેશ કરે છે અને એનું દર્શન કરતાં મૃત્યુની છેલ્લી ઘડીયો પર્યંત એ લાગણી અને દુઃખ જાતે અનુભવે છે. આથી કવિની નીતિ એ સામાન્ય અર્થમાં નીતિ નથી. સામાન્ય નીતિમાં બને છે તેમ એક વસ્તુ કે વ્યક્તિ પ્રત્યે રાગ અને બીજા પ્રત્યે વિરોધ-એ કવિની નીતિમાં નથી. માનવસ્વભાવનાં વિવિધ સ્વરૂપોમાં, એના અનેકવિધ અંશોમાં, એની ઉત્તમતા અને અધમતા, એ સર્વમાં, એને સંપૂર્ણ સહાનુભૂતિ છે. શેક્સપીયર હૅમ્લેટ, ઑથેલો અને રોમિયો, તેમજ શાયલૉક, યાગો અને એડમન્ડ, સીઝર, કોરિઓનેલસ અને એન્ટની-સર્વને, કલાકારના પરમ સમભાવ અને અદ્ભુત તટસ્થતાથી

આલેખે છે શેક્સપિયરના પાત્રોમાં ઇયાગો જેવું એક પણ દુષ્ટ પાત્ર નથી પરંતુ એ નરાધમ પણ કારુણ્યનું પાત્ર છે દુષ્ટ માણસ પણ સારા માણસ જેવો મૂર્ખ બની શકે છે શેક્સપિયરના સમર્થ વિવેચક Sir Walter Raleigh કહે છે કે—

"*If goodness is sometimes stupid,* so is wickedness Iago can calculate, but he takes no account of the self-forgetful passions He is surprised by Othello's great burst of pity, when Desdemona kneels at his feet and implores his help to regain her husband's affection, his words seem to betoken some embarrassment, and he makes haste to end the interview. He does not understand any one with whom he has to deal, not Othello, nor Desdemona, nor Cassio, nor his own wife Emilia and this last misunderstanding involves him in the ruin of his own plot"

તાત્પર્ય કે સાધુ અને સેતાન બને, મૂર્ખ છે મનુષ્ય અજ્ઞાની પ્રાણી છે અને આસપાસનું જગત અને વ્યક્તિઓને એમની બુદ્ધિ કે એકની ગણતરી ની એ સમજી શકતો નથી પોતે રચેલી કપટજાળના ભોગ બનેલા એ બને પાત્રોની–ઓથેલો અને ડેસ્ડિમોનાની–કરુણતા જોઈને એ સેતાન પણ ગભરાય

છે અને એ કરુણ દૃશ્ય જોવાની એનામાં શક્તિ નથી. એ ત્યાંથી ઝડપથી ચાલ્યો જાય છે. આ મૂર્ખ ઈયાગો ( દુષ્ટ પણ છેવટે મૂર્ખ જ છે )-ઓથેલોને કે ડેસ્ડિમોનાને કે કેશિયોને કે પોતાની પત્ની એમિલિયાને કોઈને સમજતો નથી અને આ ભયંકર અજ્ઞાનથી જ એ પોતાનું કાવત્રું રચે છે.

રામાયણમાં પણ આર્યો અનાર્યો અને રાક્ષસો, સર્વ પ્રત્યે વાલ્મીકિને પરમ સદ્‌ભાવ અને સહાનુભૂતિ છે. વિજેતાઓના દ્વેષ અને તિરસ્કારથી એનું કોમળ હૈયું અત્યંત કંપે છે. એને કોઈની સૂગ નથી. એને સર્વત્ર સમાન દૃષ્ટિ છે. તેથી જ વાલી અને રાવણના પાત્રોમાં પણ ગર્વ અને વિજયના ઉન્માદની સાથે વત્સલતા અને વીરતા પણ એણે જોયાં છે. એ બંને પણ પ્રકૃતિનાં અન્ધ અને અજ્ઞાન બળોના જ પાત્રો છે.

આમ મહાકવિની મનોવૃત્તિમાં અને નીતિમાં 'તિરસ્કાર કે બહિષ્કાર કે નિષેધ' ક્યાંઈએ નથી. જગત માત્રને એ લીલા રૂપે જુવે છે. કોઈ પણ સ્થળ કે કોઈપણ મનુષ્યના અન્તરમાં સંપૂર્ણ સમભાવથી એ પ્રવેશ કરે છે અને રહસ્ય પામે છે.

( ૫ )

મહાકવિના માનસની એક અધિક વિશિષ્ટતા એ છે કે એક પ્રચંડ મનોભાવ, એક વેગવાળી મનોવૃત્તિ જીવનને વિશીર્ણ કરે છે અને કરુણ અન્ત લાવે છે. કારુણ્યનું કારણ આ ભીષણ આસક્તિ છે. દશરથને કૈકેયી પ્રત્યે આસક્તિ હતી. રાવણને સીતા પ્રત્યે હતી. ભીષ્મને રાજ્ય પ્રત્યે હતી.

આલેખે છે. શેક્સપિયરના પાત્રોમાં ઇયાગો જેવું એક પણ દુષ્ટ પાત્ર નથી. પરંતુ એ નરાધમ પણ કારુણ્યપૂર્ણ પાત્ર છે દુષ્ટ માણસ પણ સારા માણસ જેવો મૂર્ખ બની શકે છે શેક્સપિયરના સમર્થ વિવેચક Sir Walter Raleigh કહે છે કે —

"If goodness is sometimes stupid, so is wickedness Iago can calculate, but he takes no account of the self-forgetful passions. He is surprised by Othello's great burst of pity, when Desdemona kneels at his feet and implores his help to regain her husband's affection, his words seem to betoken some embarrassment, and he makes haste to end the interview. He does not understand any one with whom he has to deal, not Othello, nor Desdemona, nor Cassio, nor his own wife Emilia and this last misunderstanding involves him in the ruin of his own plot"

તાત્પર્ય કે સાધુ અને સેતાન બંને, મૂર્ખ છે મનુષ્ય અજ્ઞાની પ્રાણી છે અને આસપાસનું જગત અને વ્યક્તિઓને એકલી બુદ્ધિ કે એકલી ગણતરીથી એ સમજી શકતો નથી પોતે રચેલી કપટજાળના ભોગ બનેલા એ બંને પાત્રોની-ઓથેલો અને ડેસ્ડિમોનાની-કરુણતા જોઈને એ સેતાન પણ ગભરાય

છે અને એ કરુણ દૃશ્ય જોવાની એનામાં શક્તિ નથી. એ ત્યાંથી ઝડપથી ચાલ્યો જાય છે. આ મૂર્ખ ઈયાગો (દુષ્ટ પણ છેવટે મૂર્ખ જ છે)–ઓથેલોને કે ડેસ્ડિમોનાને કે કૅશિયોને કે પોતાની પત્ની એમિલિયાને કોઇને સમજતો નથી અને આ ભયંકર અજ્ઞાનથી જ એ પોતાનું કાવત્રું રચે છે.

રામાયણમાં પણ આર્યો અનાર્યો અને રાક્ષસો, સર્વ પ્રત્યે વાલ્મીકિને પરમ સદ્‌ભાવ અને સહાનુભૂતિ છે. વિજેતાઓના દ્વેષ અને તિરસ્કારથી એનું કોમળ હૈયું અત્યંત કંપે છે. એને કોઇની સગ નથી. એને સર્વત્ર સમાન દૃષ્ટિ છે. તેથી જ વાલી અને રાવણના પાત્રોમાં પણ ગર્વ અને વિજયના ઉન્માદની સાથે વત્સલતા અને વીરતા પણ એણે જોયાં છે. એ બંને પણ પ્રકૃતિનાં અન્ધ અને અજ્ઞાન બળોના જ પાત્રો છે.

આમ મહાકવિની મનોવૃત્તિમાં અને નીતિમાં 'તિરસ્કાર કે બહિષ્કાર કે નિષેધ' ક્યાંઈએ નથી. જગત માત્રને એ લીલા રૂપે જુવે છે. કોઈ પણ સ્થળે કે કોઇપણ મનુષ્યના અન્તરમાં સંપૂર્ણ સમભાવથી એ પ્રવેશ કરે છે અને રહસ્ય પામે છે.

(૫)

મહાકવિના માનસની એક અધિક વિશિષ્ટતા એ છે કે એક પ્રચંડ મનોભાવ, એક વેગવાળી મનોવૃત્તિ જીવનને વિશીર્ણ કરે છે અને કરુણ અન્ત લાવે છે. કારુણ્યનું કારણ આ ભીષણ આસક્તિ છે. દશરથને કૈકયી પ્રત્યે આસક્તિ હતી. રાવણને સીતા પ્રત્યે હતી. ભીષ્મને રાજ્ય પ્રત્યે હતી.

દ્રોણુને અશ્વત્થામા પ્રત્યે હતી. યુધિષ્ઠિરને નીતિ પ્રત્યે હતી. દ્રૌપદીને અર્જુન પ્રત્યે હતી હૅમ્લેટને પિતા પ્રત્યે હતી. ઓથેલોને પત્ની પ્રત્યે હતી. લીઅરને પોતાની જાત પ્રત્યે હતી. શાયલૉકને પોતાની જ્યુની જાતિ પ્રત્યે હતી. મેકબેથને ગાદ્યલાલસાની ડાકણ વળગી હતી. આસક્તિના વેગમાં તણાતાં આ પાત્રો કરુણરસના ભવ્ય પાત્રો બને છે. મહાકવિ પરમ અનાસક્તિથી એ દારુણ જીવનસંગ્રામ અવલોકે છે.

## ( ૬ )

મહાકવિમાં યોગીની અનાસક્તિ છે અને જીવનની કરુણતાને જિતવાનો, એના ઉપર આધ્યાત્મિક વિજય મેળવવાનો, આ અનન્ય માર્ગ એણે નિહાળ્યો છે. આ અર્થમાં યોગી અને કવિ બને સમાન છે. રામાયણમાં રામચન્દ્ર, મહાભારતમાં કૃષ્ણચન્દ્ર અને શેકસપિયરનાં નાટકોમાં પ્રોસ્પેરો આવા અનાસક્ત યોગીઓ છે. વાલ્મીકિ, વ્યાસ અને શેકસપિયરના આત્માના સત્ત્વ સમાન આ પાત્રો છે; એમના આત્માની અમર કલાની એ સનાતન પ્રતિમાઓ છે. દૈવની લીલાને એ પ્રભુની લીલા રૂપે જુવે છે. વિશ્વની સમર્થ શક્તિઓને, માનવઆત્માની સૂક્ષ્મ મનોવૃત્તિઓને, જીવનના તોફાની મહાસાગરને અને કાળના પ્રચંડ પ્રવાહને નિરખવાની, સમજવાની, નિયમવાની અને જગતના કલ્યાણ અર્થે યોજવાની એ યોગેશ્વરોમાં શક્તિ છે. પ્રોસ્પેરો એ કલાનાથ શેકસપિયર પોતે છે[૪] એની માયાવી લાકડીથી એ વિશ્વની અનંત શક્તિઓને આવાહન કરે છે,

૪. Sir Walter Raleigh—Shakespeare

અપાર સંહાર અને સર્જન કરે છે, સમુદ્રમાં તોફાન મચાવે છે, વહાણો ડૂબાડે છે, કોઈકને બચાવે છે, કોઈકને વમળમાં નાંખે છે, પણ આખરે સર્વને—પાપીઓને—પણ તારે છે. આ કલાસ્વામી પ્રોસ્પેરોનો આનંદ, સંદેશવાહક સૂક્ષ્મ-શરીરી એરિયલની અનેક પ્રવૃત્તિઓમાં છે. એ સર્વનું વિસર્જન કરતાં એનું ચિત્ત અત્યંત હુલાય છે. કવિતાદેવીની વિદાય લેતાં લેતાં એ અનન્ત ભાવિમાં દૃષ્ટિ કરે છે અને એના પ્રતિભાનયન સમક્ષ આ વિશ્વનો વિશાળ પટ એની અનંતતામાં દૃષ્ટિગોચર થાય છે. સમસ્ત વિશ્વના કવિ અને મહાન કલાકાર પરમાત્માની સૃષ્ટિ પાસે એની સૃષ્ટિ એને 'વાદળાની વગળ' જેવી જણાય છે. આ બ્રહ્માંડમાં કશું જ સ્થિર નથી, માનવજીવન એ એક સ્વપ્ન છે અને વિશ્વનું જીવન સ્વપ્નની પરંપરા છે એ વિશ્વાસ બેવડા જોરથી એના આત્મામાં વસે છે. એના જીવનનું એક જ પરમ સમાશ્વાસન છે અને તે એ કે ઉગતી પ્રજાના જીવનનો ઉલ્લાસ અને વિકાસ જોઈને રાચવું. ફર્ડિનાન્ડ અને મિરાન્ડાનું—નર અને નારીનું-સ્નેહથી નીતરતું અમર હૃદય નીરખીને પ્રોસ્પેરો દુઃખ માત્ર વીસરે છે અને પરમાનંદમાં લીન બને છે. એની ભભકભરી કલ્પના પાછી ઊડે છે. એ ઉચ્ચારે છે—

"Be cheerful sir;
Our revels are now ended,
These our actors
As I foretold you, were all spirits and
Are melted into air, into thin air,
And like the baseless fabric of this vision,

*The cloud-clapt towers,*
the gorgeous palaces,
The solemn temples, the great globe itself,
Yea, all which we inherit, shall dissolve,
And like this unsubstantial pageant faded
Leave not a rack behind:
we are such stuff
As dreams are made of; and our little life
Is *rounded with a sleep.*"

વાલ્મીકિ પણ સીતાના પૃથ્વીપ્રવેશ પછી લવ અને કુશની વીણાના મનોહર અને મધુર તારમાં રાચે છે અને એ કાવ્યસંગીત જગતમાં મંગળ વર્ષા વર્ષાવે છે. ખરેખર મૅથ્યુ આર્નોલ્ડ કહે છે તેમ 'કવિતાનું ભાવિ અનન્ત છે.'

# જીવન અને સાહિત્યમાં જ્ઞાનીની મહત્તા

" Is literature better, is politics better for having discarded the moralist and the philosopher ? "

G. K. Chesterton

**આજ** માનવજાતિ સર્વત્ર ખળભળી ઊઠી છે અને અનેક વિચારો અને લાગણીઓનાં વમળોમાં અટવાઈ પડી છે. હિમાલય કે આલ્પ્સ પર્વતો ઉપરથી બરફનાં ઉત્તુંગ શિખરો તૂટી પડે એટલા જોરથી આજ અસંખ્ય વિચારો પ્રચંડ વેગથી આપણા ઉપર આક્રમણ કરી રહ્યા છે અને સર્વનું ધ્યાન ખેંચી રહ્યા છે. આજના જેટલી ઝડપ માનવજાતિના ઇતિહાસમાં કદાપિ નહોતી. યન્ત્રવાદ અને વિજ્ઞાનની નિત્ય નવી શોધોને લીધે ઝડપમાં દિનપ્રતિદિન બેસુમાર વધારો થતો જાય છે. નવા વિચારો, નવી પ્રેરણાઓ, નવાં સંચલનો, ટૂંકામાં નવું જગત્ જોતજોતામાં આપણી આસપાસ રચાતું જાય છે.

---

*તા. ૨૦-૮-૩૬ને ગુરુવારે ગુજરાત કૉલેજના ગુજરાતી સાહિત્યમંડળ સમક્ષ આપેલું વ્યાખ્યાન.

યન્ત્રના ઉતાવળા વેગની પેઠે, જૂનું ઝપાટાબંધ નવામાં સંક્રાન્ત થતું જાય છે, અને નવું અનેક સ્થળે સ્નેહાળ માતાના ઉત્સંગમાં બાળક લાડ પામે એટલા ભાવથી, સ્નેહ અને સત્કાર પામે છે. અજ્ઞાન, અવ્યવસ્થા, જુલ્મ, વેદના, નિરાશા અને વિનાશમાંથી તારનાર નવું જ .છે એમ અહિંતહિં સર્વત્ર પોકારો સંભળાય છે. સમાજની પુનર્ઘટના અર્થે, જૂનાં મૂલ્યોને સ્થાને નવાં મૂલ્યો અસ્તિત્વમાં આવતાં જાય છે અને ભારે આદર પામતાં દેખાય છે. જ્ઞાન અને ડહાપણનાં અસંખ્ય નવાં નવાં ઝરણાં ફૂટતાં જાય છે. માનવસ્વભાવ, નવા હેતુઓ, નવા આનંદો, નવી શક્યતાઓ, નવી નિરાશાઓ, અને નવી મૂર્ખતાઓ પણ શોધી રહ્યો છે. વ્યક્તિના ચિત્તની શાન્તિ અર્થે અને છેવટે જગતની શાન્તિ અર્થે પણ નવાની ઉપાસના જ આવશ્યક ગણાય છે.

આમ વર્તમાન જીવનના મહાસાગર ઉપર નિત્યનૂતન તરંગો ઊછળે છે, નવાં તોફાનો જાગે છે, અનેક ઊછાળાઓ ચઢે છે અને સાગરના વિશાળ જલમાં મળી રૂપાન્તર પામે છે. વર્તમાન જીવનની ભાવનાઓ, એના મનોભાવો, એની ઊર્મિઓ અને એની નીતિ પણ ભારે ઝડપથી ફરતાં જાય છે અને પ્રાચીન કરતાં જૂદાં જ જણાય છે. નવાના ઉપાસકો, વ્યક્તિસ્વાતન્ત્ર્યને સ્થાને સમષ્ટિના સ્વાતન્ત્ર્ય ઉપર ભાર મૂકે છે અને મનુષ્યની વ્યક્તિગત પરિપૂર્ણતાની ભાવનાને બદલે સામાજિક પરિપૂર્ણતાને સ્વીકારે છે-અને બની શકે ત્યાં અમલમાં પણ આણે છે. રાષ્ટ્રપૂજાધર્મને સ્થાને આન્તર-રાષ્ટ્રીય ધર્મનો નવાએ સ્વીકાર કર્યો છે અને જાતિ રંગ કે રાષ્ટ્રને સ્થાને માનવતાના અધિદેવની સ્થાપના કરી છે. નવાના

પૂજારીઓ, વ્યક્તિગત દ્રવ્યપ્રાપ્તિ અને સંગ્રહને અનિષ્ટમાત્રનું મૂળ માને છે અને સામાજિક સમાનતા એજ જગતના ઉદ્ધારનો, કલ્યાણનો અને શાન્તિનો એક અને અદ્વિતીય માર્ગ છે એમ અદમ્ય ઉત્સાહથી પ્રતિપાદન કરે છે.

પરંતુ એક મોટો પ્રશ્ન એ થાય છે કે માનવસ્વભાવ આટલી ઝડપથી ફેરવી શકાય ખરો? બહારના વાતાવરણના વેગથી મનુષ્યના અન્તરમાં પણ એવા જ ઉતાવળા ફેરફારો થઈ શકે? ભૂતકાળની ભૂમિકા વગર વર્તમાનનું નિર્માણ કરી શકાય? અને કરી શકાય તો એ ચિરંજીવી બળો સર્જી શકે? કે જગતની ઉત્ક્રાન્તિના ધોરી માર્ગ ઉપર એ આછી પાતળી રેખાઓ મૂકી અનેક અલ્પજીવી બળોની પેઠે વિસ્મરણમાં વિલીન થાય? અર્થાત્ સંસ્કૃતિનાં જૂનાં બળોની નિતાન્ત અવગણના કરીને અભિનવ બળોનો વિકાસ થઈ શકે? અને એની જગત્ ઉપર સ્થાયી અસર થાય? વર્તમાન જીવનવ્યવસ્થાને સ્થાને વધારે સારી વ્યવસ્થા માટે, અધીરાઈ, ઉતાવળ અને વૃત્તિના વેગને આગળ ધરવાથી ધારેલો વિજય પ્રાપ્ત થઇ શકે અને કદાઇક થએલો લાગતો હોય તો એ ટકી શકશે? અગણિત અદૃશ્ય બળો જે જગતમાં પ્રવર્તી રહ્યાં છે તે સર્વને નિયમી જગતના કલ્યાણ અર્થે યોજવાનું મહાભારત કાર્ય ભૂતકાળને સર્વથા ભૂંસી નાંખીને વર્તમાન જર્મીનો કરી શકશે? દૈવ–અદૃષ્ટ–વાતાવરણ–ને એકલે હાથે–અર્થાત્ એકલી વર્તમાન દૃષ્ટિથી–વર્તમાન યુગ જિતી શકશે? ભૂત અને વર્તમાનના વિરોધમાંથી જગતમાં વધારે ભયંકર કરુણતા ઉત્પન્ન નહિ થાય? સ્થિરતા વગર સંચલન આગળ જઈ શકે? આરામ વગર ઉતાવળ

અનર્થકારી ન થાય? આ આપણા યુગના જ નહિ પણ પ્રત્યેક યુગના સનાતન પ્રશ્નો છે. વ્યકિત અને વાતાવરણ વચ્ચે સંબન્ધ શો? શું વ્યકિત સર્વથા વાતાવરણને સ્વાધીન છે? પરંતુ વાતાવરણની સંકુલતા કેટલી બધી? વ્યકિત અને વાતાવરણના યથાર્થ સ્વરૂપને સમજનાર કોણ? એનો વિરોધ મટાડનાર કોણ? વાતાવરણ, એનું વૈવિધ્ય, એની ગૂંચો, અને એની મુસીબતોને સમજનાર અને એમાંથી માર્ગ દેખાડનાર સર્વકાળે જ્ઞાની જ છે.

પ્રત્યેક યુગમાં નવા અને જૂના વચ્ચે સંઘર્ષણ થાય છે. પ્રત્યેક જનમંડલમાં અન્તર્ગત બંને વિરોધી પણ આવશ્યક તત્ત્વોનો આ સંગ્રામ છે. પ્રાચીન અને નવીન, સ્થિરતા અને સંચલન, સંયમ અને સ્વાતન્ત્ર્ય આદિ મહાન બલો વચ્ચે યુગે યુગે મહાન વિગ્રહ પ્રવર્તે છે. કેટલીકવાર આ બંને વિરુદ્ધ તત્ત્વો વચ્ચે સમતોલપણું ખસી જાય છે અને પરિણામે એક તત્ત્વ અંત્ય ( extreme ) સ્વરૂપ ધારણ કરે છે અને અન્ય તત્ત્વ ગૌણ બને છે. આથી જનસમાજનો નૈતિક વિકાસ જોખમમાં આવી પડે છે. પુનઃવ્યવસ્થાને માટે કોઈ મહાન સયોજક શકિતઓ પ્રકટ થાય છે અને બંને વચ્ચે વિરોધ મટાડી જનસમાજને સાચો માર્ગ બતાવી વિકાસક્રમમાં આગળ લઈ જાય છે.

આવા જ્ઞાનીઓ એ જગતની મહાન કલ્યાણકારી શકિતઓ છે. એઓ આર્ષદષ્ટિથી અદષ્ટના અભેદ્ય થરોને ભેદી શકે છે અને જીવનનું સળંગ સ્વરૂપ નિહાળી શકે છે. પરિસ્થિતિને પહોંચી વળવા માટે એઓ કોઈ મહાન વિચારની શોધમાં હોય છે. જ્યાં અનેક પરસ્પર વિરોધી અને વિનાશક

તત્ત્વોનો સંગ્રામ મચી રહે છે ત્યાં કોઈ સર્વસંગ્રાહક અને સર્વગ્રામક તત્ત્વ વડે એઓ સમન્વય સાધે છે. એઓ પરિસ્થિતિની ઐહિકતાની પાર જઈ મૂંઝવણ કે ગૂંચવણના ઉકેલ અર્થે ભાવનાના જગતમાં સંચરે છે અને એ સૂક્ષ્મ જગતમાંથી કોઈ પ્રેરકભાવ, કોઈ તારકમન્ત્ર આ દુઃખી જગત ઉપર ઊતારે છે અને અનેક જીવોને ઝંઝાવાતના વિનાશમાંથી ઉગારે છે.

આવા જ્ઞાનીઓ જીવનની તાત્કાલિક અને આવશ્યક જણાતી ફરજોને છોડીને પણ જગતના કલ્યાણ અર્થે સતત ચિન્તન કરે છે. એમને મનુષ્યની અલ્પતા અને મહત્તાનું એક સાથે ભાન છે. દુખ, દારિદ્ર, વિષાદ, ચિન્તા અને મૃત્યુની મધ્યમાં એઓ સુખ, આરોગ્ય, આનંદ, અને અમરતાનું ભાન કરાવે છે. અનેક ભૂલો અને અપૂર્ણતાથી ભરેલા જગતમાં એઓ નિર્દોષ અને પરિપૂર્ણ જીવન પ્રતિ માનવતાનું લક્ષ ખેંચે છે. શોકને મધુરતામાં સંક્રાન્ત કરવાની એમનામાં શક્તિ છે. જીવનની કરુણતાને એઓ ઘણે અંશે અટકાવી શકે છે. એમનાં મૂલ્યો અનન્તની ભાવનાને અનુલક્ષીને હોવાથી સનાતન છે. એઓ સનાતન મૂલ્યોને અવલમ્બીને જ જીવનવિચાર અને આચાર કરે છે અર્થાત્ એઓ સનાતનતામાં જીવે છે. બુદ્ધ, સૉક્રેટિસ, જીસસ અને વિવિધ દેશોના અનેક પ્રાચીન ઋષિઓ આવા જ્ઞાનીઓ હતા. એઓ મનુષ્યની વૃત્તિઓએ નિર્મેલા દુઃખી જગતને અપાર સાન્ત્વન અને અમર આશા આપી ગયા છે. આ અસમાનતાના અને અસ્થિરતાના જગતમાં અર્થાત્ આપણી પરિસ્થિતિની વિષમતામાં અને પરિવર્તનમાં—યાન્ત્રિક સમતા કે યાન્ત્રિક

સ્થિરતા ( Mechanical identity and stability ) થઈ શકે તેમ નથી પરંતુ વિષમતામાં સમતા જોવી અને અસ્થિરતા-ક્ષણિકતામાં-આત્માની સ્થિરતા જોવી-અન્તરની સમતા જોવી--એ જ સાચો માર્ગ એ જગતને જણાવી ગયા છે. આ દૃષ્ટિ અન્તરમાં ઊંડી ઊતારીને માનવજાતિના કલ્યાણના સર્વ માર્ગો સફળ થઈ શકશે એવાં એમનાં અનુભવવચન છે.

[ ૨ ]

સાહિત્ય એ જીવનનું પ્રતિબિમ્બ છે એ સર્વવિદિત હકીકત છે. આપણા રામાયણાદિ પ્રાચીન ગ્રન્થોમાં બ્રહ્મ અને ક્ષત્રના વિરોધ અને પરિણામે મધુર સયોગમાં જૂના અને નવાનો સનાતન પ્રશ્ન સ્પષ્ટ રૂપમાં પ્રકટ થાય છે.

" પ્રાચીન સંસ્કૃતિના પ્રવર્તક વસિષ્ઠ હતા, નવીન આદર્શોના ઉપાસક વિશ્વામિત્ર હતા. વસિષ્ઠે તપોવનમાં વસી, તપોબલ વડે આધ્યાત્મિક સંપત્તિ મૂલવી; વિશ્વામિત્રે નગર વસાવી, સૈન્ય જમાવી ભૌતિક સત્તા પ્રાપ્ત કરી. વસિષ્ઠની આધ્યાત્મિક શક્તિ હરી લેવા વિશ્વામિત્રે સંકલ્પ કર્યો. પરિણામે બંને વચ્ચે સ્પર્ધા અને સંગ્રામ થયા. વસિષ્ઠે બ્રાહ્મણની અહિંસક વૃત્તિ આગળ કરી અને અનાર્યોએ એને આધાર આપ્યો. વસિષ્ઠ બ્રહ્મર્ષિમાં વસેલા અમાપ આત્મબલથી સંહારની અગણિત શક્તિઓ પ્રકટ થઈ અને એના સમક્ષ વિશ્વામિત્ર દીન અને અસહાય બન્યા. પરિણામે વિશ્વામિત્રે પણ નિર્મલ અને નિષ્કામ તપસ્યા સેવી અને અદ્ભુત આત્મશક્તિ મેળવી વસિષ્ઠના સમાનધર્મા થયા."

ક્ષત્રિયોના દારુણ અત્યાચાર સામે પરશુરામે હિંસાનું વિનાશક શસ્ત્ર ઉગામ્યું અને ક્ષાત્રકુલનો સંહાર કરી બ્રાહ્મણ સંસ્કૃતિનું જતન કરવાની ક્રૂર પ્રવૃત્તિ આદરી. પરશુરામના ભયંકર હત્યાકાંડથી ક્ષત્રિયોના જીવનમાં ખાસ મૂલ્ય પરિવર્તન થયું નહિ. પરશુરામે જેવો શસ્ત્રત્યાગ કર્યો કે તુરત જ ક્ષત્રિયોએ પોતપોતાની જૂની રીતે જીવન ગુજારવા માંડ્યું. આ વિરોધી બળોનો સમન્વય કનાર રાજર્ષિ જનક હતા. એમણે અકારણ સંહાર અટકાવી પ્રાચીન આર્યોની અધ્યાત્મ-બ્રહ્મવિદ્યા અને કૃષિને જીવનમાં પ્રાધાન્ય આપવા સમકાલીન ક્ષત્રિયોને આવાહન કર્યું. જનહિત અર્થે શાન્તિનું સામ્રાજ્ય સ્થાપવા ઘણા ક્ષત્રિયો તૈયાર નહોતા. જનકના જીવનની કલ્યાણકારી ભાવનાઓને જીવનમાં ઊતારી એનો સમસ્ત દેશમાં પ્રચાર કરનાર આર્યવીર રામ મુખ્ય હતા.

રામચન્દ્રના આધ્યાત્મિક જીવનનું મંડાણ કુલગુરુ વસિષ્ઠના ચરણે થયું. જીવનનું આધારભૂત તત્ત્વજ્ઞાન વસિષ્ઠે એમના જીવનમાં ઊતાર્યું અને સંયમનું રહસ્ય સમજાવ્યું. વિશ્વામિત્રે જાતે અહિંસક રહી અસુરોના સંહાર અર્થે એમને અમોઘ અસ્ત્રવિદ્યા શીખવી."[૧]

આમ અનેક વિરોધો મટાડી, એ સર્વનો સમન્વય કરનાર વસિષ્ઠ, વિશ્વામિત્ર અને રાજર્ષિ જનક હતા.

પ્રાચીન ગ્રન્થોમાં જીવનની કરુણતામાંથી ઉગારનાર જ્ઞાનીને અગ્રસ્થાન આપવામાં આવ્યું છે. 'શાકુન્તલ' માં

૧ 'વાલ્મીકિનું આર્ષદર્શન' નામના મારા પુસ્તકમાંથી -આ અવતરણો સ્હેજ ફેરફાર કરીને લીધાં છે.

'તસ્યાઃ પ્રતિકૂલં દૈવં શમયિતું સોમતીર્થં ગતઃ' એ ઉક્તિનું તાત્પર્ય એ છે કે દૈવ ઉપર–પ્રતિકૂલ દૈવ ઉપર પણ કલ્યાણકારી અસર કણ્વ મહર્ષિ એના સંયમના પ્રભાવથી પાડી શકે છે. પ્રકૃતિની મોહક અને મનોહર લીલાને વશ બની આશ્રમની ભૂમિમાં જ, શકુન્તલા દુષ્યન્તને ગાન્ધર્વ વિધિથી પતિ તરીકે પસંદ કરે છે અને સંયમ જેનું ધન છે એવા કણ્વ સોમતીર્થથી પાછા વળી પુત્રીની હકીકત જાણી પતિના ઘેર તુરતજ એને વિદાય આપે છે. આ સ્વાતન્ત્ર્ય (freedom) ના ઊછાળાનું પરિણામ પુત્રીને ભોગવવું પડશે એમ પણ એ મહર્ષિ જાણે છે. છતાં જીવનનું સાચું બળ સંયમ છે અને એ સંયમમાં સ્વાતન્ત્ર્ય અને ઉલ્લાસ રહેલાં છે એમ એમની અચળ શ્રદ્ધા છે. વળી પુત્રીને જાતે અનુભવ થશે તો જ એનું હિત થશે એમ પણ એ સારી પેઠે સમજે છે. પરિણામે મુસીબતમાં શકુન્તલાનો આત્મા સંયમનું રહસ્ય પીછાની શકે છે. દુષ્યન્તથી અનાદર પામેલી શકુન્તલા મારીચના અજ્ઞાત આશ્રમમાં જાય છે અને દુષ્યન્ત અને અને શકુન્તલાના જીવનમાં પરસ્પરના વિયોગકાળમાં સંયમનું રહસ્ય બંનેને સમજાય છે. દુષ્યન્ત–શકુન્તલા સ્વાતન્ત્ર્યના બેહદ ઊછાળાના ખડક ઉપર અથડાતાં બચી જાય,છે એ પણ ઋષિની આર્ષદષ્ટિ અને કલ્યાણકારી મતિનો જ પ્રભાવ છે. આત્મવિશુદ્ધિ અર્થે દુઃખને પણ જીવનમાં અગત્યનું સ્થાન છે એ સ્મરણમાં લેવા જેવું છે.

'ઉત્તરરામચરિત'માં પણ વાલ્મીકિ અને વસિષ્ઠ અને અરુન્ધતી એ નાટકને કરુણાન્ત થતું અટકાવે છે. આ ત્રણે જ્ઞાનીઓમાં આત્મભાન (Self-Consciousness)

છે. સર્વના હિતની પ્રવૃત્તિ આદિથી તે અન્ત સુધી તેઓ કરે છે. ક્ષણવાર જનક જેવો રાજા પણ પુત્રીની નિન્દાથી 'શાપેન ચાપેન વા'–અયોધ્યાવાસી જનોને શાપ આપીને કે શસ્ત્રયુદ્ધથી સંહારવા સંકલ્પ કરે છે ત્યાં તો વસિષ્ઠ અને અરુન્ધતી તેને અટકાવે છે અને યાજ્ઞવલ્કયમુનિએ જેને બ્રહ્મવિદ્યાનો ઉપદેશ આપ્યો છે એવા રાજાને સંયમ રાખવાનું અને દુઃખ માનવજાતિ સાથે જન્મથી જ સંકળાએલું છે એનું સંપૂર્ણ ભાન કરાવે છે. વળી વાલ્મીકિ અયોધ્યાની પ્રજાને સીતાની વિશુદ્ધિની ખાતરી કરાવે છે એ પણ એમના આર્ષજીવનનો મહિમા છે.

આપણા ગૂજરાતી સાહિત્યમાં ગોવર્ધનરામભાઈ 'સરસ્વતીચન્દ્ર'માં જ્ઞાનીઓને–વિષ્ણુદાસ અને ચન્દ્રાવલીના પાત્રોને મૂળવાર્તા સાથે ગૂંથે છે. સંસારના તાપથી બળ્યાં–જળ્યાં, સરસ્વતીચન્દ્ર અને કુમુદને એ જ્ઞાનીયુગલ આશ્વાસન આપે છે અને જીવનનાં સનાતન મૂલ્યોનું પોતાના જીવનમાં પ્રત્યક્ષ દર્શન કરાવે છે. "અજ્ઞાની જન સબ સોતે હય ઉસમેં સંયમી જાગત હય; વિષ્ણુદાસજી લોટત લોટત સબમેં અલખ જગાવત હય." અજ્ઞાની જનોમાં મહાજ્ઞાની વિષ્ણુદાસ જ્ઞાનનો સ્ફુલિંગ ચેતાવે છે. ચન્દ્રાવલીની ભવ્ય અસરને લીધે 'કુમુદ' સરસ્વતીચન્દ્ર સાથે સૂક્ષ્મ આત્મલગ્ન સ્વીકારે છે, અને દેહલગ્ન પાપ છે એમ માને છે. આ આધ્યાત્મિક અસરને પરિણામે એ આખરસુધી 'મધુરી મૈયા' રહે છે અને લોકકલ્યાણમાં જીવન સમર્પણ કરે છે.

શેક્સપિયર એનાં નાટકોમાં જ્ઞાનના અભાવથી જીવનની

કેવી કરુણતાઓ ઉત્પન્ન થાય છે એ સત્ય કલાકારની અદ્‌ભુત દૃષ્ટિએ દર્શાવે છે. હૅમ્લેટમાં એક પણ વ્યક્તિને સત્ય કહેવાની હિંમત નથી. હૅમ્લેટ પોતે જ્ઞાની નથી પરંતુ દુઃખથી પરાભવ પામેલો એક ઉન્નત આત્મા છે. ' ઑથેલો 'માં કોઈ સાચો જ્ઞાની હોત તો ઈયાગોની પ્રપંચજાળ ફોગટ જાત. ' કિંગલિયર ' માં લિયરની ઘેલછા સામે કૉર્ડેલિયાની સચ્ચાઈ અને મૌન કરુણ અન્ત લાવે છે. ત્યાં પણ કોઈ જ્ઞાની નથી. ' મૅકબેથ 'માં બૅંકો ભલો માણસ છે પણ જ્ઞાની કોઈ નથી. માત્ર પ્રૉસ્પેરો જ્ઞાની છે અને તેથી જ ' ટેમ્પેસ્ટ ' શુભાન્ત છે.

હવે વર્તમાન સાહિત્યમાં ( જીવનમાં પણ ) જ્ઞાનીની ઉપેક્ષા થઈ રહી છે એ મુદ્દા ઉપર આવીએ. આજ આપણાં નાટકો અને નવલકથાના અનેક રચનારાઓ જ્ઞાનીને જીવનમાં ઉદ્ધારક બળ તરીકે ગણતા નથી એટલે ઘણાખરાં નાટકો અને નવલકથાઓ કરુણાન્ત જ બને છે. જ્ઞાનીને પોતાના ગ્રન્થોમાં દાખલ કરતાં તેઓ ડરે છે, રખેને એ કરુણાન્ત કથાઓને શુભાન્તમાં સંક્રાન્ત કરી નાખે.

આનાતોલ ફ્રાન્સની ' થેઈ ' નામની એક નવલકથા છે. એમાં જે જ્ઞાની છે એને પ્રથમ ઉન્નત આધ્યાત્મિક શિખર ઉપર બેસાડી છેવટે અવનતિના ગર્તમાં લેખક પાડે છે ત્યારે જ એ કથા સમાપ્ત કરે છે. એ જ્ઞાની પુરુષ નાઈલ નદીને કિનારે એક પર્ણકુટિમાં રહે છે અને તપ, ધ્યાન, પ્રાર્થના, ઇત્યાદિમાં મગ્ન રહે છે. એકવાર એને એલેક્ઝાન્ડ્રિયાની સમાજને મોહમાં નાખનારી નટી ' થેઈ 'ના આત્માને ઉગારવાની પ્રેરણા થાય છે અને દયા અને પ્રેમભાવથી

પ્રેરાઈ એ એલેકઝાન્ડ્રિયા જાય છે. 'થેઈ' એ આખા નગરની મોહિની હતી. જ્ઞાની એની પાસે જઈ, સ્ત્રીઓના એક મઠમાં એને જવાનું અને ધાર્મિક જીવન ગાળવાનું સમજાવે છે. 'થેઈ' જ્ઞાનીના ઉપદેશને વશ થાય છે અને પોતાની સમૃદ્ધિ છોડી દઈ એની સાથે જવા તૈયાર થાય છે. મહામુસીબતે એ જનતા પાસેથી છોડાવી 'થેઈ'ને પોતાની સાથે લઈ જઈ શકે છે. જ્ઞાની 'થેઈ'ને એક સાધ્વીની સંભાળ નીચે મઠમાં મૂકે છે અને તે ક્ષણથી જ 'થેઈ'ના જીવનમાં મહાન પરિવર્તન થાય છે પરંતુ જ્ઞાની પોતાની ગુફામાં હવે પ્રથમ પેઠે પ્રભુધ્યાન કરી શકતો નથી. પ્રભુના બદલે એ 'થેઈ' ની મૂર્તિનું ધ્યાન ધરે છે. અનેક પ્રકારની તપસ્યા અને દેહઘાતના કર્યા છતાં પણ 'થેઈ'ની મોહક મૂર્તિ એનાથી ભૂલાતી નથી. છેવટે એ 'થેઈ'ના સમાગમ અર્થે મઠમાં પહોંચે છે અને ત્યાં સાધ્વીઓની વચમાં ક્ષયથી પીડાતી અને મૃત્યુની અણિ ઉપર પહોંચેલી 'થેઈ'ને એ પ્રચંડ અન્ધ આવેશથી ભેટી પડે છે. ચોતરફથી જ્ઞાની ઉપર તિરસ્કારો વરસે છે અને કથા પૂરી થાય છે.

આમ જ્ઞાનીને અવનત કરીને, આનાતોલ ફ્રાન્સ એની કરુણ કથા સર્જે છે. આપણા કનૈયાલાલ મુનશી પણ 'લોપામુદ્રા' ના મોહમાં બે ચાર જ્ઞાનીઓને નાંખે છે ત્યારે જ જીવનનો ઉલ્લાસ એમને જડે છે. આપણા અને ઇતર દેશના અન્ય લેખકોએ પણ જ્ઞાનીને એમના ગ્રન્થોમાંથી જાણે વિદાય આપી હોય એમ લાગે છે. જ્ઞાની હોય તો જીવન બહુધા

કરુણ બનતું નથી; એના અભાવથી જીવનની અનેકવિધ કરુણતા જોવામાં આવે છે.

આપણા જીવન અને સાહિત્યમાં, જ્ઞાનીની ઉપેક્ષા જીવન અને સાહિત્ય બંનેને અલ્પપ્રાણ બનાવે છે એ સંબંધી વેળાસર ચેતવાની જરૂર છે. આપણે યાદ રાખીએ કે સર્વોત્તમ જીવન એ જ્ઞાનીનું જીવન છે.

## પ્રાર્થનાનું સામર્થ્ય

હે રસસાગર પ્રભુ! તારા સ્વરૂપનો પાર પામવા મનુષ્ય-બુદ્ધિ અસંખ્ય વર્ષો થયાં મહાભારત પ્રયત્ન કરી રહી છે પરંતુ અદ્યાપિ પર્યંત તારો પાર પામી શકી નથી. તારા સ્વરૂપ પરત્વે જગતના મહાન તત્ત્વચિન્તકોએ જુજવા મત પ્રવર્તાવ્યા છે. પરંતુ તે સઘળા તેમનો સમય પૂરો થતાં વિરામ પામ્યા છે અને તારો નહિ જેવો પ્રકાશ જ પ્રાપ્ત કરી શક્યા છે. અમારા પામર મનુષ્યના અલ્પ વિચારો તારા અનન્ત તેજોમય અમૃતમય સ્વરૂપનું નિરૂપણ કરવા સમર્થ નથી. હે દયાસિન્ધુ! તું વાણી, મન અને ઇન્દ્રિઓથી પર હોવાથી અમારી બુદ્ધિ તારૂં ગ્રહણ કરી શકતી નથી એ ખરૂં પણ જે સામર્થ્ય અમારી બુદ્ધિમાં નથી તે તારી કૃપાવડે તારા પ્રત્યે પ્રેમથી ભરપૂર ઉભરાતા અમારા હૃદયમાં છે. અમારા હૃદયમાં સ્થિર થયેલી પરમ શ્રદ્ધા વડી અમે આ વિશ્વમાં તેમજ અમારા અન્તરાત્મામાં તારું દર્શન કરી શકીએ તેમ છીએ હે સર્વજ્ઞ પ્રભુ! જ્ઞાન એ પણ વસ્તુતઃ તારુંજ સ્વરૂપ છે. અમારી બુદ્ધિનો ઉત્પાદક અને પ્રેરક તુંજ છે;

અજ્ઞાનતિમિરમાં જ્ઞાનરૂપી તેજોમય કિરણો વેરનાર શક્તિ પણ તું જ છે. આ વિશ્વમાં જ્ઞાન યથેચ્છ વૃદ્ધિ પામો પરંતુ જ્ઞાનના વિકાસની સાથે અમારા હૃદયમાં તારા પ્રતિ પરમ શ્રદ્ધા અને આદર ઉત્તરોત્તર વિકાસ પામો કે જેથી હે સંગીત-નાયક ! બુદ્ધિ અને હૃદયના સુરની સુરાવટમાંથી અપૂર્વ અને ભવ્ય સંગીત ઉત્પન્ન થાય.*

તુલસીદાસજીએ ગાયું છે કે 'साधुजीवन कृपाणकी धारा' —અર્થાત્ સાધુજીવન એ તલવારની ધાર છે. સત્પુરુષની પ્રભુ કઠણમાં કઠણ કસોટી કરે છે—એને પૂરેપૂરો તાવે છે; પરંતુ અનેક દુઃસહ પ્રસંગોમાં પણ એ સન્નિષ્ઠામાંથી ભ્રષ્ટ થતો નથી. ચંદનના લાકડાને અધિક ઘસવાથી જેમ અધિક સુવાસ પ્રસારે છે તેમ સંકટના સમયમાં સત્પુરુષનો આત્મા અલૌકિક

---

"Our little systems have their day,
They have their day and cease to be
They are but broken lights of thee,
And thou, O Lord, art more than they.
We have but faith: we cannot know,
For knowledge is of things we see;
And yet we trust it comes from thee,
A beam in darkness: let it grow.
Let knowledge grow from more to more,
But more of reverence in us dwell;
That mind and soul, according well,
May make one music as before,
But vaster."

સુગન્ધ પ્રકટ કરે છે. સંકટો આવ્યાં છતાં ભક્તજનની પ્રભુમાં સ્થિર થએલી શ્રદ્ધા લેશ પણ ડગતી નથી—બલ્કે દુઃખમાં દ્વિગુણ ભક્તિભાવથી ભક્ત પ્રભુ તરફ આકર્ષાય છે. જેમ માતા બાળકને ધમકાવે છે અને રોવરાવે છે તોપણ બાળક માતાને જ વળગતું જાય છે અને તેના ખોળામાં જ શાન્તિથી સૂઈ જાય છે તેમ સંસારનાં દુઃખો માથે આવે તોપણ ભક્ત પ્રભુને વળગતો જાય છે અને પ્રભુમાં ચિત્ત લગાડી તેમાં જ લીન બને છે. પ્રભુ ઉપર આવી પરમ શ્રદ્ધાને લીધે જ કુન્તા વારંવાર કહે છે કે 'विपदः सन्तु नः शश्वत् तत्रतत्रजगद्गुरो'—હે જગદ્ગુરુ શ્રીકૃષ્ણ! અમને વિપત્તિઓ પડજો, કારણ કે તેમાં જ તારો વાસ છે. નરસિંહ મહેતા પણ કહે છે કે 'સુખ દુઃખ મનમાં ન ન આણીએ ઘટ સાથે રે ઘડિયાં.' સાંસારિક દુઃખની સ્વાભાવિકતા અને અનિવાર્યતાને અનુલક્ષીને ભક્તજનોએ આવા ઉદ્ગારો કાઢ્યા છે.

પરંતુ તીવ્રદુઃખો અનુભવતાં છતાં મનુષ્યસ્વભાવસુલભ નિર્બળતાની ક્ષણો સત્પુરુષના જીવનમાં કદાપિ નહિ આવતી હોય એ સહજ પ્રશ્ન થાય છે. આનો ઉત્તર એ કે વત્તાઓછા પ્રમાણમાં પ્રત્યેક સંસારી જીવના જીવનમાં એવી ક્ષણો જરૂર આવે છે. પ્રભુનો પન્થ અતિ વિકટ છે. મહાન પ્રયત્ન અને અથાગ આન્તરવ્યથા દ્વારા એ લક્ષ્યસ્થાને પહોંચી શકાય તેમ છે. આવા દારુણ મન્થનકાળમાં મનુષ્યનો 'ડગમગતો પગ સ્થિર' રાખનારી અમોઘ શક્તિ કઈ છે? એ શક્તિ હૃદયના સાચા ભાવપૂર્વક પ્રભુનું સ્મરણ અને તજ્જન્ય વાચિક ઉદ્ગાર—શબ્દાન્તરમાં કહીએ તો પ્રભુની પ્રાર્થના

છે. પ્રાર્થના દ્વારા મનુષ્યહૃદયની ઊંડામાં ઊંડી ખીણોમાંથી ચૈતન્યનો અખૂટ ઝરો પરમાત્માભિમુખ વહે છે. પ્રાર્થના એ મનુષ્ય આત્માની સર્વોત્તમ વાસના છે. મનુષ્ય આત્માને પરમાત્મા સાથે જોડનાર એ અંકોડો છે. સંકટના સમયમાં સંસારીજીવનું એ પરમ આશ્વાસન છે. ખળભળેલા મહાસાગરનાં મોજાં જેવી હૃદયની વૃત્તિઓને કોઈક લોકોત્તર શાંતિ આપનાર એ અદ્ભુત સંયમવૃત્તિ છે. શોક દુઃખ અને નૈરાશ્યથી ભરેલા જીવનમાં 'ખારા સમુદ્રમાં મીઠી વીરડી' ની પેઠે કોઇક વિલક્ષણ મીઠાશ આપનાર એ સુધારસ છે. આમ અનેક અકલ્પ્ય સિદ્ધિઓની પ્રાપ્તિ પ્રાર્થના વડે થાય છે.

અત્રે એક શંકા થશે કે પરમાત્મા 'દૂરદૂરે સુદૂર' કોઇ દિવ્ય ધામમાં વિરાજે છે તેથી એક માનવબાલની પ્રાર્થના સાંભળે ખરા! વળી એ સાંભળે તો પણ જેના એક એક રોમના અગ્રમાં અનંત કોટિ બ્રહ્માંડ વસેલાં છે અને જેના નિર્મેલા પ્રત્યેક બ્રહ્માંડમાં અસંખ્ય જન્તુઓ રહેલાં છે× એવા અખિલ વિશ્વનાયકને એક મનુષ્યના ભાગ્યાતૂટ્યા ઉદ્ગારની શી ગણતરી? પરંતુ પ્રભુના સત્યસ્વરૂપની સમઝણ આગળ પૂર્વોક્ત શંકાની નિરર્થકતા જણાઈ આવે છે. પ્રભુ દૂર છતાં પણ સમીપ છે; તેથી જ ઉપનિષદ્ કહે છે '*तद् दूरे चान्तिकेऽपि-तत्*'–' At once far off and near ' અર્થાત્ 'દૂર અને નજીક' એવું પરમાત્માનું સ્વરૂપ છે. પ્રભુ જગતથી પર છે એ સાચું પણ જગત્ અને જીવનો અન્તર્યામી પણ છે.

× " તાહારે રોમ અગ્રે બ્રહ્માંડ અનંત,
એકેક બ્રહ્માંડે વસે બહુ જંત. "

પ્રેમાનંદ કૃત ભાગવત દશમસ્કંધ.

પ્રત્યેક ભૌતિક પરમાણુના અન્તરમાં તેમજ પ્રત્યેક જીવાત્માના અન્તરમાં આત્મતત્ત્વરૂપે એ વાસ કરીને રહેલો છે ટેનિસન યોગ્ય જ કહે છે કે—

Speak to Him for He hears, and spirit
with spirit can meet—
Closer is He than breathing, and
nearer than hands and feet"

મનુષ્યહૃદયની પ્રાર્થના પ્રભુ સાંભળે છે પ્રાર્થના દ્વારા જીવાત્મા અને પરમાત્માનો યોગ થાય છે, કારણ કે ઉચ્છ્વાસ અને શરીરનાં અવયવો કરતા પ્રભુ વધારે નજીક છે તેથી મનુષ્ય એના દુઃખના સમયમાં-એથી અનાથતામાં-એના અંતરમાં વિરાજતા અન્તર્યામી સિવાય કોની સહાયતા માગે? ઘોર સંકટમાં ઘેરાએલા ગજેન્દ્ર દ્રૌપદી આદિ આર્ત ભક્તોના હૃદયના ઊંડાણની ચીસ પ્રભુએ સાંભળી અને તેમની વ્હારે ધાયા

હવે એક બીજો પ્રશ્ન એ થાય છે કે પ્રભુ મનુષ્યની પ્રાર્થના સાંભળે તોપણ તેને સાહાય્ય કરી શકે ખરા? આ સમસ્ત વિશ્વ કાર્યકારણના અચલ નિયમથી સકલિત છે. આ સાર્વત્રિક નિયમનો ભગ કરીને પરમાત્મા દુખી ભક્ત હૃદયને સન્ત્વન અને સહાયતા કેમ આપી શકે? આ શકા પણ અસ્થાને છે જે નિયમ સર્વ શક્તિમાન પ્રભુએ પ્રવર્તાવેલો છે તે એને બાંધી શક્તો નથી ટેનિસન કહે છે કે નિયમ રૂપી લોઢાની સાંકળથી જડેલા જગતની પાર ભક્તહૃદયની પ્રાર્થના પહોંચી શકે છે અને એ નિયમના પ્રવર્તાવનાર પ્રભુને ભેટે છે વસ્તુત આ વિશ્વ કાર્યકારણ

રૂપી નિયમની શૃંખલાથી બંધાએલું નથી પરંતુ પરમાત્માથી વસાએલું છે.+ એ નિયમ પણ ચૈતન્યની ઝલકનો જ આવિર્ભાવ છે. આમ વિશ્વમાં પ્રવર્તી રહેલા અનેક નિયમો દ્વારા પરમાત્માનું સ્વરૂપ પ્રકટ થાય છે અને ભક્તનું કલ્યાણ કરે છે.

પ્રાર્થના એ બુદ્ધિનો વિલાસ નથી કે હૃદયનો ક્ષણિક ઉભરો નથી કે અર્થહીન ક્રિયા નથી, પરંતુ જીવાત્માની પરમાત્મા માટે સ્વાભાવિક વ્યાકુળતા છે કારણ કે જીવાત્મા એ પરમાત્માનું પ્રતિબિમ્બ છે. પ્રાર્થનામાં કૃત્રિમતાને લેશપણ અવકાશ નથી. ખરા હૃદયની પ્રાર્થનામાં મનુષ્યનો સકલ આત્મા–બુદ્ધિ હૃદય અને કૃતિ–પરમાત્માભિમુખ થવા માટે તલપે છે. પ્રાર્થના દ્વારા અંતઃકરણ નમ્ર અને નિર્મળ બને છે અને નિર્મળ અંતઃકરણ દ્વારા જ હરિનાં દર્શન થાય છે.

અંતિમમાં ' ભારત ભાગ્યવિધાતાએ ' તો ભારતવર્ષના અદૃષ્ટનું નિર્માણ કર્યું જ હશે. વર્તમાન સંક્ષુબ્ધ વાતાવરણમાં તો વીર નર્મદની પ્રાર્થનામાં ભળીને એ અદૃષ્ટ નિર્માતાને અંતઃકરણપૂર્વક એટલું જ વીનવીએ કે —

" હિન્દ દેશને થાપે,
હરિ ! તું નિજ કરીને થાપે !"

+ 'ईशावास्यमिदं सर्वं यत्किंच जगत्यां जगत्'

## અવતારવાદ: એક દૃષ્ટિ

માનવજાતિના ઇતિહાસમાં પ્રકટ થતી એક સત્ય હકીકત એ છે કે બે વિરોધી તત્ત્વોનું નિરંતર સમાધાન કરતાં મનુષ્યજાતિ વિકાસ પામતી જાય છે. પ્રાચીન અને અર્વાચીન, સ્થિરતા અને સંચલન, સંયમ અને સ્વાતંત્ર્ય આદિ દ્વંદ્વોનું પ્રતિક્ષણ યુદ્ધ ચાલ્યા કરે છે અને એ પ્રતિસ્પર્ધી તત્ત્વોનો સતત સમન્વય થયા કરે છે. આ યુદ્ધ, આ વિરોધ, એ જીવનવિકાસમાં આવશ્યક તત્ત્વો છે. જીવન એટલે બે વિરુદ્ધ તત્ત્વોનો સગ્રામ અને એકવાક્યતા.

પરંતુ માનવવ્યવહારમાં કેટલીકવાર બે વિરુદ્ધ તત્ત્વોનું સમતોલપણું ખસી જાય છે. પરિણામે એક તત્ત્વ અંતસ્ સ્વરૂપ ધારણ કરે છે અને બીજું તત્ત્વ ગૌણ બને છે. પુન વ્યવસ્થિતિને અર્થે કોઈ મહાન સંયોજક શક્તિની અપેક્ષા રહે છે. માનવજાતિ કે માનવ સમાજની અવ્યવસ્થા મટાડી એને વિકાસક્રમમાં એક ડગલું ઊંચે લઈ જનાર અસાધારણ સક્તિસંપન્ન વિભૂતિ એ જ અવતારી વ્યક્તિ.

આપણી શાસ્ત્રીય પરિભાષામાં અવતારવાદનું સ્વરૂપ

ઉકેલતાં બૃહદારણ્યક ઉપનિષદની પેલી પ્રસિદ્ધ પંક્તિનું સ્મરણ થાય છે

"द्वया ह प्राजापत्या देवाश्चासुराश्च तत कनीयसा एव देवा, ज्यायसा असुरा त एषु लोकेष्व स्पर्धन्त । દેવો અને અસુરો બંને પ્રજાપતિરૂપ પરમાત્માનાં સંતાનો છે, પણ અસુરો મોટા છે અને દેવો નાના છે, અર્થાત આસુરી સ્વભાવનું પ્રાબલ્ય દૈવી સ્વભાવ કરતાં અધિક છે આ અસુરો એ પ્રાકૃતિક તત્ત્વો અને દેવો એ નૈતિક તત્ત્વો દેવાસુરવિગ્રહ એ પ્રકૃતિ અને નીતિ અથવા શરીરબળ અને અધ્યાત્મબળ વચ્ચેનું દ્વદ્વ યુદ્ધ છે જ્યારે આસુરી વૃત્તિનું જોર જામે છે ત્યારે જગત ત્રાસે છે અને જગતનો નૈતિક વિકાસ જોખમમાં આવે છે એવે સમયે મહાન વિભૂતિ જન્મે છે અને અસુરો ઉપર વિજય મેળવી આર્ત સાધુઓનું રક્ષણ કરે છે

✓ આ અવતારી વ્યક્તિ એ મનુષ્ય છે એ માનવતા કેળવતા કેળવતાં દેવત્વ પ્રાપ્ત કરે છે એનામાં ધર્મબળ, શ્રદ્ધા, બુદ્ધિનો નિશ્ચય, પ્રતિભા અને પ્રબલ ઇચ્છાશક્તિ ભરપૂર ભરેલાં છે એ પ્રાચીન રૂઢ માન્યતાઓ અને વિચારોને વગરવિચાર્યે સ્વીકારતો નથી, પરંતુ જીવનનું સ્વતંત્ર ચિન્તન કરે છે સત્યને મધ્યબિન્દુ રાખીને એ પ્રત્યેક સિદ્ધાન્ત અને પદાર્થનું પુનરાલોચન કરે છે. સત્યને માટે સર્વસ્વનો ભોગ આપવાની એનામાં શક્તિ છે એ સત્યરૂપ પરમાત્માના સ્વરૂપ પરત્વે નવચિન્તન કરે છે અને જાતે નવદર્શન પામી એનું નૂતન નિરૂપણ કરે છે અને એ મહાન તત્ત્વની સાથે આન્તર સંબંધ સ્થાપીને જીવન જીવે છે એ ક્ષોભ

મન્થન આદિ આન્તર ક્રિયાઓ અનુભવે છે. એના જીવનમાં મનુષ્યસ્વભાવને સુલભ એવી નિર્બલતાની ક્ષણો પણ આવે છે, પણ એ સર્વમાંથી પાર ઊતરી હૃદયમાં શાન્તિનું સામ્રાજ્ય એ સ્થાપી શકે છે. પરંતુ એનામાં સર્વોપરિ ગુણ તો પ્રેમ અને મૈત્રી દ્વારા તાદાત્મ્ય છે.* એનામાં મૈત્રી બાંધવાની નિસર્ગસિદ્ધ શક્તિ છે, જેને એ જીવનમાં અધિકાધિક ખીલવે છે. માનવસ્વભાવનાં ઊંડામાં ઊંડાં રહસ્યો એ પામી શકે છે. અપાર સમભાવથી એ સામા મનુષ્યની લાગણી સમજી શકે છે. પોતાના મિત્રો કે શિષ્યોમાં બલ્કે માનવજાતિમાં એની નિઃસીમ શ્રદ્ધા છે. પોતાને જે મહાન કાર્ય કરવાનું છે તે એ મિત્રો–અનુયાયીવર્ગ પાસે મૂકે છે, એમની નૈતિક શક્તિમાં એને પાકો ભરોસો છે. એ સર્વનો છે; એને મન સર્વસમાન છે. કોઈ ન્યૂનાધિક નથી. એ માટીમાંથી મહાત્મા સર્જે છે. એના પુનિત સ્પર્શથી અહલ્યાનું પાષાણ હૃદય પણ સ્નેહથી નીતરવા માંડે છે. એનામાં અપાર ધીરજ છે. એ સર્વનો સેવક છે. એ માનવજાતિની એકતાને અર્થે સદા પ્રયત્નશીલ છે. 'निर्वैरः सर्वभूतेषु' એ એનો જીવનમંત્ર છે. એ જીવમાત્રની મૌલિક એકતાનું દર્શન કરી શકે છે. જીવનમાત્ર એને મન પવિત્ર છે એ કલહ અને યુદ્ધ શાન્ત કરવા ભગીરથ પ્રયત્ન કરે છે. એ શાન્તિનો પયગમ્બર છે. એ 'સંસારમાં સરસો' રહ્યા છતાં 'અલિપ્ત' રહે છે.

જગતની મહાન અવતારી વિભૂતિઓમાં વિચારની સગાઈ છે. ભલે એમના દેશકાલ જુદા હોય, પણ એમનામાં ભાવનાનું સગપણ છે. આપણા દેશના કે અન્ય દેશના

* જુઓ Glover's Christ

અવતારી મહાપુરુષોના કાલ-ભેદને દૂર મૂકીએ તો એમની જીવનલીલામાં અનેક સમાન તત્ત્વો દષ્ટિગોચર થાય છે.

હિંદુસ્થાને બે વિરોધી તત્ત્વોનો સમન્વય કરનાર, બે વિરુદ્ધ પ્રજાઓનું સંગઠન કરનાર, અનેક વિરોધો શમાવી શાન્તિ સ્થાપનાર આર્યવીર રામને મહાન અવતાર તરીકે પૂજ્યા છે. પિતાના વૈરનો બદલો લેવા માટે નાગકુલનો ઉચ્છેદ કરી ' સર્પસત્ર ' કરનાર જનમેજય જેવાની હિંદની વિભૂતિઓમાં કદાપિ ગણના થઈ શકી નથી. રાજર્ષિ જનકના દરબારમાં એકત્રિત થએલા વિદ્વાનોમાં પ્રશ્ન પૂછાય જે કે ' એ પારિક્ષિતો કયાં ગયા ?' " જ્યાં બધા યાજ્ઞિકો જાય છે ત્યાં " એમ બૃહદારણ્યક ઉપનિષદમાં જુગુપ્સાપૂર્વ ઉલ્લેખ થએલો છે. હિંસામય સંગ્રામથી પ્રાપ્ત કરેલા વિજયને અંતે થએલા યજ્ઞની જોરથી અવગણના કરવામાં આવી છે, " મિથિલા બળે છે એમાં મારું કાંઈ જ બળતું નથી " એ પ્રસિદ્ધ પંક્તિમાં જીવનનો ' અનાસક્તિયોગ ' પ્રકટ કરનાર રાજર્ષિ જનક પાસેથી રામે જીવનસંદેશ મેળવ્યો. વર્તમાન ' તંતુયજ્ઞ ' ની પેઠે તત્કાલીન ' કૃષિયજ્ઞ ' ને જનકે હિંદનો રાષ્ટ્રધર્મ માન્યો હતો અને જાતે હળ ખેડી એ ધર્મનો સાર્વત્રિક પ્રચાર કરવા માંડયો હતો. આર્ય અને અનાર્યને જોડી કૃષિપ્રધાન આર્યસંસ્કૃતિનો વિસ્તાર કરવાનું સ્વપ્ન એના ઉત્તરાધિકારી જમાઈ રામે સિદ્ધ કર્યું. પૂર્વની દૂરતર સીમાપર્યંત જનકે આર્ય સંસ્થાન જમાવ્યું હતું. રામે ઉત્તરથી દક્ષિણમાં છેક લંકા પર્યંત હિંન્દનો પ્રવાસ કર્યો અને આર્યતાની આણ ફેરવી. આર્ય ઋષિઓ વનમાં જઈ, જંગલો કાપી, સંસ્થાનો વસાવી, પર્ણકુટિઓ બાંધી, યજ્ઞયાગ

અને તપસ્યા કરી ખેતી કરતા હતા તેમાં વિઘ્ન કરનાર જંગલી રાક્ષસો તાટકા અને સુબાહુને રામે પ્રથમ સંહાર્યાં. આમ પરિસ્થિતિને વશ થઈ કરેલા સંહારને લીધે રામની મહત્તા સિદ્ધ થતી નથી, પરંતુ જે અનાર્યો અને રાક્ષસો સાથે પુરસ્કારપૂર્વક ગાઢ મૈત્રી એણે બાંધી અને એમની સાથે કુટુંબીજનો જેવા સંબંધો બાંધ્યા અને એમની વફાદારી અને ભક્તિ સંપાદન કરી એમાં રામના અવતારનું પ્રયોજન છે. નિકૃષ્ટ ગણાતી કોમના રાજા ગુહને એ ભરત જેટલા ભક્તિભાવથી ભેટે છે. નિષાદપતિ ગુહના ' સ્નિગ્ધ સમાગમ'નું પુણ્ય સ્મરણ રાજ્યાસન પ્રાપ્ત કર્યા પછી અર્થાત્ ઘણે વર્ષે પણ રામના હૃદયને હલાવે છે. દશરથના મિત્ર અનાર્યશિરોમણિ જટાયુને રામ પિતાતુલ્ય ગણે છે. સીતાને બચાવવા જતાં પ્રાણદાન આપનાર આ સતપુરુષના મૃતદેહનો અગ્નિસંસ્કાર સ્વહસ્તે કરે છે. શબરી પ્રત્યે માતા જેટલો ભાવ દર્શાવી એનાં અજીઠાં બોર એ મમતાથી આરોગે છે. સુગ્રીવ સાથે હૃદયથી મૈત્રી બાંધી વાલીને વૃક્ષના ઓથે રહીને સંહારી–વિકાસમાં એક પગલું પાછા હઠી–એ મિત્રકૃત્ય કરે છે × સુગ્રીવને એ લક્ષ્મણ સમાન ગણે છે અને એની અપૂર્ણતાઓ નિભાવી લઈ એનામાં આર્યસંસ્કારનું સિંચન કરે છે. હનૂમાન અનાર્ય છતાં આર્યગુણસંપન્ન છે. એ રામનો પરમ ભક્ત અને સેવક બને છે સુગ્રીવ સખા છે, પણ હનૂમાન દાસ છે. હનૂમાને દેહાભિમાન હોલવી નાખી રામમય જીવન કરી નાખ્યું હતું. આમ રામચંદ્રે અનાર્યોને પોતાના કરી એમને આર્યસંસ્કૃતિમાં અન્તર્ગત કર્યા.

× આ પ્રસંગ ' ક્ષેપક ' છે એમ કેટલાક માને છે.

રામાયણમાં એક બીજી સંસ્કૃતિનો ઉલ્લેખ છે તે રાક્ષસ અથવા દ્રાવીડિયન સંસ્કૃતિ. રાક્ષસોનો અગ્રેસર રાવણ હતો. એનો વંશવિસ્તાર વિપુલ હતો. એની સેના અગણિત હતી. એ બુદ્ધિસંપન્ન હોવા છતાં શરીરબળનો મહાન પૂજારી હતો મનુષ્યની મહત્તા અને દિવ્યતામાં એને શ્રદ્ધા નહોતી. મનુષ્યઆત્માની અપાર શક્તિની એ વિડંબના કરતો. આર્યોનાં સંસ્થાનોનો નાશ કરી એમની ખેતીવાડી બગાડી મહાયાગાદિમાં રાવણ અને રાક્ષસો વારંવાર વિઘ્ન પાડતા. પરિણામે રામે રાવણનો વિનાશ કરી રાક્ષસ અને આર્યસંસ્કૃતિ વચ્ચે પૂલ બાંધી વિભીષણને પરમ મિત્ર કર્યો.

પરંતુ રામના જીવનની ખરી મહત્તા તો એના જીવનનો ઉત્તરકાળ છે. એક અજ્ઞાન પ્રજાજનના વચનથી એ પ્રેમ અને કરુણાની મૂર્તિસમાં જાનકીને વનવાસ કાઢે છે. 'ઉગ્ર રાજધર્મની વેદી' ઉપર રામ 'સુકુમાર પ્રેમ'ની આહુતિ આપે છે. આ દુઃખદ પ્રસંગમાં એ 'દૈવનો પ્રભાવ' જુએ છે; અયોધ્યાની પ્રજાનો વાંક જોતા નથી. લંકામાં થએલી વિશુદ્ધિ અયોધ્યાવાસી જનો શી રીતે માને એમ પ્રજાના દૃષ્ટિબિન્દુથી 'સીતાવનવાસ'ના સમસ્ત પ્રસંગને રામ અવલોકે છે. જગતમાં પ્રવર્તી રહેલો 'પરિવર્ત'નો મહાનિયમ રામ સમજી શકે છે અને એના પર પ્રભુતા મેળવવા ભગીરથ પ્રયત્ન કરે છે. જનક જેવા જ્ઞાની રાજર્ષિ પણ પુત્રીકલંકના વિયોગના દુઃખથી શસ્ત્ર ઝાલવા કે શાપ આપવા તૈયાર થાય છે અને અરુન્ધતી અટકાવે છે ત્યારેજ સમાહિત થાય છે. પરંતુ રામ તો દૈવના ક્રૂર ઘા પડવા છતાં મહાસાગરની પેઠે માઝા મૂકતા નથી. એ અનેક

સ્થિત્યન્તરોમાં 'અચલ' 'ધ્રુવ' અને 'અલિપ્ત' રહે છે. એ તો કહે છે કે 'दुखसंवेदनायैव रामे चैतन्यमर्पितम्' એ જીવનમાં દુઃખની વાસ્તવિકતા સમજે છે. એને મન દુઃખ એ જીવનનો નિયમ છે. મનુષ્ય દુઃખ સહન કરી એની પાર જવા માટે જન્મ્યો છે. આજ રામની મહત્તા અને પ્રાકૃતિક બળો ઉપર પ્રભુતા. આટલા માટેજ રામના જીવનનો કરુણ રસ પણ વિલક્ષણ—'रामस्य करुणो रसः'

રાવણનો સંહાર કર્યા પછી રામે શસ્ત્ર લગભગ છોડી દીધાં છે. એક અટપટા પ્રસંગે રામે શસ્ત્ર ધારણ કર્યાં. 'ધૂમ્રપાન' કરનાર શૂદ્ર તપસ્વી શંબૂકનો સંહાર કરવા રામ જનસ્થાનમાં જાય છે, ખડ્ગ ઉગામે છે, પણ દયાથી આર્દ્ર બને છે. રામના હૃદયનું દર્દ ભવભૂતિ નીચે પ્રમાણે દર્શાવે છેઃ

"રે દસ્ત દક્ષિણ! મુવા દ્વિજના શિશુને
જીવાડવા, કરતું શૂદ્ર મુનિ શિરે ઘા;
ગર્ભાશ્રમે ક્ષીણ સીતા વન કાઢી જેણે
તે રામગાત્ર તું, તને જરીયે દયા શી!!

(બેળે બેળે પ્રહાર કરીને) કર્મ તો રામના જેવુંજ કર્યું! પણ એ બ્રાહ્મણનો પુત્ર જીવ્યો હશે?' શંબૂક દિવ્ય સ્વરૂપ ધારણ કરે છે.

"દિવ્ય પુરુષ—મહારાજનો જય થાઓ.
ટાળી તમે યમ તણો ભય, દંડ દીધો,
આ બાલબ્રાહ્મણ જીવ્યો થયું શ્રેય મારું,
શંબૂક આવી ચરણે શિર આ નમાવે;
સત્સંગ હાથ મરતું પણ તારી આપે.

રામ—આપણું બંને તરફથી સારું થયું. તેથી તારા ઉગ્ર તપનું ફળ પામ.

જ્યાં મહાપુણ્યથી વાધે મોદ આનંદ સર્વદા,
તેમજ બ્રહ્મલોકે ત્યાં જા તું રે'જે સનાતન.

શંબૂક—આપના ચરણપ્રસાદનો એ મહિમા છે, તપનું ફ્લ નહિ અથવા તપનો પણ મારા ઉપર મોટો ઉપકાર થયો." *

રામના હાર્દને એક સપાટે નિંદવું એ સહેલું છે. જો આ ઐતિહાસિક હકીકત કવિએ ગૂંથી હોય તોપણ રામની આન્તરવ્યથા 'સીતાવનવાસ' જેટલી આ પણ તીવ્ર છે. આર્યસંસ્કૃતિનું જતન, બ્રાહ્મણત્વનું સરક્ષણ, આર્ય લોહીની વિશુદ્ધિ અર્થે અનાર્યોનો એક પ્રકારને બહિષ્કાર અને દેહાંતદંડ સુધીની સજા એ ક્રમનસીબે તે સમયની એક ઐતિહાસિક પરિસ્થિતિ હશે. આર્ય અનાર્ય અને રાક્ષસ સંસ્કૃતિની ત્રિવેણીને એક 'મહાસંસ્કૃતિ'માં ગૂંથવાને રામનો અપાર પ્રયત્ન છતાં શંબૂક જેવાં કોઇ કોઇ દષ્ટાંતો બનતાં હશે અને એમાં 'સીતાવનવાસ'ના પ્રસંગમાં લોકમતને નમતું આપ્યું તેમ રામચંદ્રે ઝેરનો બીજો ઘુંટડો પીને શુદ્રમુનિનો સંહાર પણ કર્યો હોય. પરંતુ 'કવિની દષ્ટિ' આ સ્થૂલ પડની પાછળ કોઈ સૂક્ષ્મ પ્રદેશ જોઈ શકે છે. આ શુદ્રતાપસ "અજ્ઞાનરૂપી ધૂમ્રપાન" કરતો હતો. તેના અજ્ઞાનનો રામે ઉચ્છેદ કર્યો કે તુરત જ એણે દિવ્ય સ્વરૂપ ધારણ કર્યું. રામચંદ્રજીના સત્સગના પ્રતાપે શંબૂકનું અજ્ઞાનતિમિર દૂર થયું અને દિવ્ય જ્ઞાન પ્રાપ્ત થયું. મેલા અનાર્ય ધર્મમાં પડેલા શુદ્રનો રામચંદ્રજીએ આર્ય-

* સ્વ૰ મણિલાલનું 'ઉત્તરરામચરિત'નું ભાષાંતરઃ અંક ૨.

જનસમાજમાં અંગીકાર કર્યો. ઉજ્જ્વલ આર્યસંસ્કારનું ભાન થતાં જ શૂદ્રમુનિનું સ્વરૂપ બદલાઈ ગયું. પરિણામે 'संजीवितः शिशुरसौ मम चेयमृद्धिः—'આ બાલબ્રાહ્મણ જીવ્યો થયું શ્રેય મારું' અર્થાત્ ઉછરતી બ્રાહ્મણ સંસ્કૃતિનું જતન થયું અને શંબૂકનો જીવનવિકાસ થયો. આ સત્સંગતિનો મહિમા. શંબૂકને 'આધ્યાત્મિક મૃત્યુમાં'થી રામે ઉગાર્યો અને એને આત્મદર્શન કરાવ્યું. આ શંબૂકની કથાનો રહસ્યાર્થ છે.

રામચંદ્ર ધીમે ધીમે અદ્ભુત આધ્યાત્મિક સમૃદ્ધિ મેળવે છે. એ મહાપુરુષના આગમનથી લવ અને ચંદ્રકેતુ યુદ્ધ કરતાં અટકી જાય છે અને એ મહાનુભાવ સમક્ષ અદબથી વર્તે છે. સીતાના પૃથ્વીપ્રવેશ પછી પણ એ મહાત્મા રાજ્યભાર વહે છે અને સંસારનાં કર્તવ્યો કરી છૂટે છે. જીવનની અંતિમ ક્ષણ સુધી રામ લોકસેવક રહે છે.

બીજી મહાન અવતારી વ્યક્તિ શ્રી. કૃષ્ણચંદ્ર છે. એનામાં પણ એના પુરોગામી પેઠે ગાઢ મૈત્રી બાંધવાની અનુપમ શક્તિ હતી. એની બાળલીલામાં ગોકુલના ગોવાળિયાઓ સાથે–ગ્રામ જનો સાથે–એણે હૃદયની પ્રીતિ બાંધી અને 'ગોપીજનવલ્લભ' થયા. ગ્રામ સ્ત્રીપુરુષોનાં સુખદુઃખમાં આનંદ–ઉત્સવમાં અને મુસીબતોમાં સમભાગી બની ગ્રામજીવન સાથે એણે તાદાત્મ્ય અનુભવ્યું. મિત્રોને અર્થે સંકટો વેઠવાની એનામાં અપાર શક્તિ હતી. પાંડવોના હિતમાં એ નિરંતર તત્પર રહ્યા, અર્જુનના સારથિ બન્યા, દ્રૌપદીનાં 'વસ્ત્રાપહર્ષણ' પ્રસંગે સર્વ સભાજન અસહાય બન્યા તેવે

સમયે સહાયક થયા, દારિદ્રના અવતાર સમા સુદામાને 'આપ સમાન' કર્યો અને દુર્યોધનના મેવા છાંડી મિત્ર વિદુરની ભાજી એણે પ્રેમથી આરોગી.

આ પુરુષોત્તમે પ્રાચીન ધર્મની કર્મજાળને સ્થાને પ્રેમધર્મ અને નિષ્કામકર્મનો નવીન ધર્મ સ્થાપ્યો. ઉચ્ચનીચના ભેદ અજ્ઞાનજન્ય છે એમ નિરૂપી એણે માનવમાત્રની એક્તા ઉપદેશી. ભગવદ્ગીતામાં કર્મ, ભક્તિ અને જ્ઞાનની ત્રિવેણી દ્વાર અખંડ આત્માનું રહસ્ય એણે પ્રતિપાદન કર્યું. બ્રાહ્મણત્વનો ઉચ્છેદ કરવા તત્પર થએલા પ્રાચીનપંથી દ્રોણ ગુરુનો એણે નવીનધર્મી દ્રુપદના પુત્ર ધૃષ્ટદ્યુમ્નના હાથે પરાભવ કરાવ્યો. પળે પળે નીતિનો વિચાર કરનાર ધર્મસમ્રાટ્ યુધિષ્ઠિરને એણે એક વિષમ પ્રસંગ ઉપસ્થિત કરાવીને જીવનનું નવચિન્તન ( Rethinking ) કરાવ્યું અને એજ પ્રસંગમાં પોતાના પ્રિય સખા અર્જુનના પ્રેમધર્મની કસોટી કરી એને અગ્નિશુદ્ધ પવિત્ર સિદ્ધ કર્યો. શ્રીકૃષ્ણની 'અલિપ્તતા' એજ એની સર્વોત્કૃષ્ટતા છે રામ 'મર્યાદા પુરુષોત્તમ' છે, પણ શ્રીકૃષ્ણ તો 'પૂર્ણ પુરુષોત્તમ' છે.

ત્રીજી મહાન વિભૂતિ ભગવાન બુદ્ધની છે. કપિલવસ્તુના આ રાજકુમારને જરા, વ્યાધિ અને મૃત્યુનાં કરુણ દશ્યો જોઈને તીવ્ર 'આત્મસવેદન' થાય છે અને જીવનની 'ધન્ય પળ' આવે છે. 'દુઃખડૂબ્યાં ઓ જગજન! આ હું આવ્યો રે' એ હૃદયના ઊંડાણમાથી મહાન ધ્વનિ ઊઠે છે અને રાજપાટ, સુખ, વૈભવ, પિતા, પુત્ર અને પત્નીને માનવજાતિના કલ્યાણ અર્થે ત્યજી પેલી 'શ્યામ રજની'માં સિદ્ધાર્થ 'મહાભિનિષ્ક્રમણ' કરે છે. આ મહાપુરુષને ઘોર તપસ્યાને

અંતે 'મહાબોધિ'નો ઉદય થાય છે અને કાશીના 'મૃગદાવ' વનમાં જગતના હિત અર્થે બે અંત્ય પરિહરવાનો અને મધ્યમ માર્ગ ગ્રહણ કરવાનો 'મધ્યમ પ્રતિપદા' એ ઉપદેશે છે. શ્રીકૃષ્ણચંદ્રની પેઠે ભગવાન બુદ્ધ પણ યજ્ઞયાગાદિ અને ભીષણ તપસ્યાને બદલે પ્રેમ અને દયાનો ધર્મ પ્રવર્તાવે છે. અનુકંપાથી આર્દ્ર એ મહાત્મા મૈત્રી, કરુણા, મુદિતા અને ઉપેક્ષા, એ ચતુર્વિધ ભાવનાઓ દ્વારા અહિંસા અને શાન્તિનો માર્ગ દર્શાવે છે. સંસારના તાપથી બળ્યાં-જળ્યાં અસંખ્ય હૈયાંને એ ઠારે છે અને વિશ્વસખા બને છે. આનંદ આદિ અનેક શિષ્યોને અને કિસા ગોતમી જેવી દુઃખી વ્યક્તિઓને એ કોમળ ઉપદેશ આપી જીવન-મૃત્યુનાં રહસ્ય સમજાવે છે. એના મતે વાસના એ જ પાપમાત્રનું મૂળ છે. વાસનાનો ક્ષય થયે નિર્વાણસિદ્ધિ થાય છે.

ચોથી મહાન વિભૂતિ ક્ષાત્રવીર મહાવીરની છે. એની વીરતા માનવતાના સંહારની નથી, પરંતુ અક્રોધ, અહિંસા, ક્ષમા અને તપસ્યાની છે. શ્રીમદ્ રાજચંદ્રના શબ્દોમાં કહીએ તો 'બહુ ઉપસર્ગકર્તા પ્રત્યે પણ' આ મહાત્માએ ક્રોધ કર્યો નથી અને ચક્રવર્તિઓના વંદનથી માન માન્યું નથી. આ મહાપુરુષે પણ રામ, કૃષ્ણ અને બુદ્ધની પેઠે 'પ્રેમપંથ પાવકની જ્વાળા' પ્રકટાવી છે. જીવમાત્રને એણે પવિત્ર અને 'આત્મવત્' માન્યા છે. એની જીવનશક્તિનું આ જ રહસ્ય છે. મહાવીર સ્વામીનો ઉપદેશ કોઈક નીચેના શબ્દોમાં ટૂંકામાં સમાએલો છેઃ—

"ક્રોધ ન કરવો, ક્ષમાને જીવનવ્રત ગણવું, ક્રોધ મહાજ્વર છે, એને વશ ન થવું. વીરો ક્રોધને જીતી શકતા

નથી અને પરાક્રમ કરવાની શક્તિ હોય ત્યાં સુધી ક્ષમા આપી શકતા નથી.

મહાવીર—"હે મુનિ! અંદર જ યુદ્ધ કર. બીજા બહારના યુદ્ધની શી જરૂર છે! યુદ્ધની આવી સામગ્રી મળવી મુશ્કેલ છે."

મહાવીર સ્વામીની મહત્તા પણ એમના નિર્ભયપણામાં અને પ્રેમધર્મમાં રહેલી છે.

આ અવતારી વિભૂતિઓમાં મનુષ્યત્વ ભરપૂર ભર્યું હતું અને ખીલ્યું હતું. આ દૃષ્ટિએ જ એમની જીવનયાત્રાનું ચોક્કસ દર્શન કર્યું છે.

# વર્તમાન જીવન અને ધર્મભાવના

આપણી આસપાસનું જગત ભારે ઝડપથી ફરતું જાય છે. છેલ્લાં ચાલીસ-પચાસ વર્ષોમાં જે ત્વરિત અને વિશાળ ફેરફારો થયા છે તેનો જોટો ભૂતકાળમાં જડે તેમ નથી. અનેક બનાવોની પરંપરાના પ્રવાહ ઉપર માનવજાતિ તણાતી જાય છે. આ બનાવો કુદરતના પ્રચંડ પ્રકોપથી ઉત્પન્ન થયા નથી. કોઈ એવા ભયંકર જ્વાળામુખી ફાટ્યા નથી કે એવા વિચિત્ર વિનાશક રોગો ફાટી નીકળ્યા નથી કે સર્વત્ર એવા ધરતીકંપો પણ થયા નથી. સૂર્યમાંથી અમાપ અગ્નિ સળગી ઉઠ્યો નથી કે સૂર્યની ઉષ્ણતા સાવ મન્દ થઈ નથી. કોઈ કાળો કેર વર્તાવે એવો તારો પણ આપણી પૃથ્વી સાથે અથડાયો નથી કે પ્રલયકાળ જેવાં મેઘનાં પૂર પણ હજુ ઉભરાયાં નથી. ત્યારે આ ફેરફારો ક્યાંથી ઉત્પન્ન થયા છે? આ ફેરફારો મનુષ્યના વિચારપ્રદેશમાંથી—એની બુદ્ધિમાંથી—ઉપજ્યા છે અને દિન પ્રતિદિન વિજળીના વેગથી વધતા જાય છે. આપણા આખા જીવનને અને પૃથ્વીની સપાટીને ફેરવી નાંખે એવા ફેરફારો છૂટાછવાયા મનુષ્યોએ કરેલી વિજ્ઞાનની અનેક શોધને લીધે થયેલા છે.

ઓગણીસમી સદીની લગભગ શરૂઆતથી જ આ પરિવર્તન શરૂ થયું છે. આગગાડી, આગબોટ, તાર, વિજળી વગેરે આખી સદી દરમિયાન જગતમાં વિસ્તાર પામતાં ગયાં. એના પરિણામે જુદાં જુદાં સ્થળો વચ્ચે અન્તર ઓછું થતું ગયું, નગરો વિસ્તરતાં ગયાં અને આસપાસનાં ગામડાંને પણ પોતાની સીમમાં સમાવતાં ગયાં જે જે પ્રદેશો મનુષ્યોને અપ્રાપ્ય હતા તે તે પ્રદેશોને કેળવી મનુષ્યે તેમને વસવા યોગ્ય કર્યા. અનેક સ્થળે બનતા બનાવો સમાચારપત્રો દ્વારા જગતના વિવિધ ભાગોમાં સત્વર ફેલાતા ગયા અને લોકો એમાં અપૂર્વ રસ લેતા થયા. પરંતુ ઓગણીસમી સદીના અન્ત સુધી થતા અસંખ્ય ફેરફારોને સામાન્ય મનુષ્યબુદ્ધિ બરાબર કળી શકી નહિ. આપણા તે સમયના શિક્ષકોને પણ ખાસ સમજણ નહોતી કે તેઓ શાળાપાઠશાળામાં વિદ્યાર્થીઓ અને ઉછરતા યુવકોનું લક્ષ આ ઝડપથી બદલાતા જગત વિષે યથાર્થ રીતે ખેંચી શકે. માત્ર થોડાક બુદ્ધિશાળી મનુષ્યોનું આ ઝપાટાબંધ ફરતા જગત વિષે ધ્યાન ખેંચાયું હતું.

ઓગણીસમી સદીમાં વિસ્તરતા યન્ત્રવાદને લીધે આ ફેરફારો થતા હતા. એને લીધે જ અનેક નવી શક્તિઓ પ્રકટ થઈ અને નવા પદાર્થોની શોધો થઈ. વીસમી સદીના આરંભમાં આ યન્ત્રવાદનો પ્રભાવ કેટલો પ્રબળ છે તેનું કાંઈક ભાન સામાન્ય મનુષ્યને થવા માંડ્યું. પરંતુ આ ફેરફારોને મનુષ્ય વિસ્મયની દૃષ્ટિએ જોવા લાગ્યો. એના ઊંડાણમાં એ ઉતરી શક્યો નહિ. કોલસો, ગજવેલ, પેટ્રોલિયમ વગેરે સંખ્યાબંધ પદાર્થો પૃથ્વીના અંતરમાંથી બહાર નીકળતા

ગયા અને અનેક કારખાનાં અને મિલોની ગર્જનાઓથી અર્વાચીન જગત ગાજતું ગયું. જે જે સ્થળે સાધનોની તંગી હતી, ત્યાં ત્યાં વિપુલતા પ્રસરતી ગઈ. ખેતરો અને નગરોનાં સ્વરૂપો બદલાઈ ગયાં. લીલાંછમ ખેતરો હતાં ત્યાં નવાં નવાં કારખાનાં ઉત્પન્ન થયાં. નગરોમાં રાત્રિએ આકાશના શાન્ત તારાઓને સ્થાને વિજળીના દીવાઓ ધ્યાન ખેંચવા લાગ્યા અને રાત્રિને દિવસમાં બદલી નાંખી. મનુષ્યને વસ્તુઓની તાણમાંથી છોડાવી જાણે સ્થળે સ્થળે જોઈએ તે કરતાં વધારે વસ્તુઓ પ્રાપ્ત થઈ શકે તેવી સ્થિતિ પ્રસરતી ગઈ. અનેક મનુષ્યોને અસંખ્ય વસ્તુઓ જાતમહેનત સિવાય મળવા લાગી. પ્રવાસનાં નવાં નવાં સાધનોની મદદથી મનુષ્ય મરજી પ્રમાણે જગતના ગમે તે ભાગમાં સંચરવા લાગ્યો.

આ ઝડપના યુગમાં મનુષ્યની વસ્તી પણ પારાવાર વધી પડી. વિજ્ઞાનયુગના મંડાણ પહેલાં બાળમરણ કે મોટી વયના મનુષ્યનું મરણપ્રમાણ હતું તેના કરતાં વિજ્ઞાનયુગમાં તે ઘટવા માંડ્યું. પ્રથમ કરતાં મનુષ્ય આરોગ્યના નિયમોને અધિક જાણતો થયો. પ્રથમ જે અનેક વ્યાધિઓથી જીવન ક્ષીણ બની વિલય પામતું, તેવી વ્યાધિઓ અટકાવવાને અનેક સફળ પ્રયત્નો વર્તમાન શસ્ત્રવિદ્યા અને ઔષધવિદ્યાએ કરવા માંડ્યા. પહેલા કરતાં વધારે ભરપૂર અને આરોગ્યવાળું જીવન મનુષ્ય જીવી શકે તેવું જગત આપણી આસપાસ રચાતું ગયું.

પરંતુ આ હરવાફરવાની સ્વતંત્રતા, આ અનેક રીતે મુક્ત થયેલી શક્તિ અને સાધનોની વિપુલતા અને સમૃદ્ધિ, આપણામાંના થોડાકને અર્થે જ માલમ પડે છે. અસંખ્ય

મનુષ્યોના જીવનમાં તાણ અને પરતંત્રતા જ રહેલાં છે. સામાન્ય જીવનમાં તો રાતદિવસ અથાગ પરિશ્રમ, ધન મેળવવાની રોજની ચિન્તાઓ, એજ વળગેલાં છે. વળી જે થોડાક પાસે પુષ્કળ સમૃદ્ધિ છે તેમને પણ ઊંડી અસ્થિરતા ક્ષણે ક્ષણે જણાય છે. વર્તમાનયુગનાં અગણિત રાક્ષસી સાધનો અને શોધોથી ભયંકર બનતો મહાન વિગ્રહ માનવજાતિ ઉપર તોળાઈ રહ્યો છે.

પરંતુ માનવજાતિ ઉપર મહાન યુદ્ધનો ભય કેમ ઝઝૂમે છે? યંત્રો અને ઉદ્યોગોએ આપેલી અથાગ શક્તિ મનુષ્યના હાથમાં દુઃખ અને વિનાશ ઉત્પન્ન કરનારી કેમ થઈ પડી છે? કેટલેક સ્થળેથી એવા ઉત્તરો અપાય છે કે મનુષ્યના સ્થૂલ ઉદયની સાથે સાથે એનો નૈતિક વિકાસ થયો નથી એજ આ વિષમતાનું કારણ છે અર્થાત્ મનુષ્ય પોતાની નૈસર્ગિક સમાનતા ભૂલ્યો છે અને પોતાના માનવબન્ધુ પ્રત્યે સમભાવથી વર્તતો નથી તેથી જ આ વિષમ પરિણામ આવ્યું છે એક બાજુ અમાપ દ્રવ્યના ઉંચા પહાડો અને બીજી બાજુ અપાર ગરીબાઈની ઉંડી ખીણો! એ અસમ અવ્યવસ્થા ટળે તો જ મનુષ્યજાતિ સુખ અને શાન્તિમાં રહી શકે. પરંતુ જે જે દેશોમાં ઘણીજ ઔદ્યોગિક ક્રાન્તિ થઈ છે તે તે દેશોમાં મજૂરો ગરીબ નથી એમને સારા પગાર મળે છે અને લગભગ ધનવાનના જેવી રીતભાતથી તેઓ રહે છે કારકૂનો ઓફિસમાં કામ કરે છે તેમ કેટલાક મજૂરો કારખાનાંમાં કામ કરે છે બને વર્ગની સામાજિક સ્થિતિ સમાન છે. બનેની કમાણી પણ લગભગ સરખી છે. વળી ઘણે ઠેકાણે ધંધાદારી માણસ કરતાં મજૂરને વધારે

રોજી મળે છે. અમેરિકાની ગગનચુંબી મહેલાતો ( Sky-Scrapers )ની યોજના કરનાર એન્જીનીઅર કરતાં એજ મકાનમાં પ્લાસ્ટરનું કામ કરનાર કામદારને વધારે મહેનતાણું મળે છે અને આપણે ત્યાં પણ ઇંટો ચણનાર કડીઆએ અને મિલના કેટલાક મજૂરો ઘણા દાક્તરો અને શિક્ષકો કરતાં વધારે કમાય છે. આનું કારણ એ છે કે મગજનું કામ કરનાર મનુષ્યો કરતાં શારીરિક શ્રમથી જીવનનિર્વાહ કરનાર કામદારો વધારે સંગઠિત છે. પરંતુ એમ દલીલ કરવામાં આવે છે કે મનુષ્યની આર્થિક સમાનતા થાય તો જ જગતમાં સુખ અને શાન્તિ થાય. બર્નાર્ડ શૉ કહે છે કે સહુની આવક સમાન થાય તો બધા આશીર્વાદો અને સુખો આપોઆપ ઊતરે. અમેરિકાની મૂડીવાદી પદ્ધતિમાં સરખી આવકની (Standardized income) આ યોજના ચાલુ થઈ છે અને નજીકના ભવિષ્યમાં ત્યાં આર્થિક સમાનતાની બહુ વિશાળ ઊંચાણ ભૂમિ નજરે પડશે જેમાં કામદાર વર્ગ, કારકુનવર્ગ અને નાના ધંધાદારી મનુષ્યોનો સમાવેશ થશે.

એ ઊંચાણ ભૂમિ ઉપર થોડાંઘણાં કાંઇક તગ્મર આવે એવાં સમૃદ્ધિનાં ઊંચાં શિખરોની ટોચ ઉપર વારસામાં મળેલી અપાર મિલકતના સ્વામીઓ, મોટા ઉદ્યોગો અને નાણાંના સંચાલકો અને કોઈ વિરલ સફળ ધંધાદારી મનુષ્યો બેઠા હશે. આવી વધારેમાં વધારે સમાનતાની અને ઓછામાં ઓછી વિષમતાની અવસ્થા જગતમાં અનેક સ્થળે શક્ય થાય તો સામ્યવાદીઓ—Communists—નો વિરોધ ઓછો થાય અને સમાજવાદના સિદ્ધાંતોનો કેટલોક મોહ

ઊતરી જાય. સમાજવાદીઓએ જે સામાજીક સ્વર્ગ કલ્પ્યું છે તેમાં પ્રત્યેક વ્યક્તિનો સમાન હિસ્સો છે અને પ્રત્યેકના ઉદરને પૂરેપૂરું સંતોષવાનું રાજ્યનું કર્તવ્ય છે. પરંતુ અમેરિકાના મૂડીવાદી સમાજમાં અખત્યાર થયેલી સરખી આવકની પદ્ધતિ સામાજિક અસમાનતામાં ધીમે ધીમે ફેરફાર કરી શકે અને મૂડીવાદનું જોર ઘણું નરમ પડે. વર્તમાન સમાજમાં ઝડપથી ફેરફારો કરવાની જેમની તમન્ના છે તેમને આથી સંતોષ નહિ થાય.

ધારો કે આ આર્થિક સમાનતાનું સ્વપ્ન અનેક સમાજોમાં સફળ થાય તો ક્રાન્તિ અને રુધિરપાત અટકી જાય અને માનવજાતિ સદાકાળ સુખમાં રહી શકે ? પરંતુ શું મનુષ્ય માત્ર અર્થનો બનેલો માનવી (Economic man) જ છે ? અને મનુષ્યજીવનના સર્વ પ્રશ્નોનું સંતોષકારક સમાધાન માત્ર આર્થિક વ્યવસ્થાથી આવી જશે ! દરેક મનુષ્યને ફોર્ડની મોટરકાર મળે એટલે એ સુખી થશે એમ માનવું એ મુર્ખાઇ નથી ? અલબત્ત, આર્થિક સમાનતા કેટલેક દરજ્જે ઉપકારક થાય એ હકીકત સાચી છે, પરંતુ આર્થિક સમાનતા વર્તમાન જીવનનો ભયંકર અસંતોષ ટાળી શકશે કે કેમ એ મહાપ્રશ્ન છે.

જરા ઊંડા ઊતરીને જોઇએ તો અમુક માણસો બીજા કરતાં વિશેષ ધનવાન છે એ જ પ્રશ્ન આપણી સામાજિક અને ઔદ્યોગિક પદ્ધતિનું ખરું દર્દ નથી પરંતુ જીવન સહુને માટે જીવવા યોગ્ય જ નથી એ સહુથી મોટામાં મોટી વેદના છે. આજ કામ અને આરામ (work and leisure) બન્ને મોટે ભાગે યાન્ત્રિક બન્યાં છે. આજ આનંદ અને

વિનોદને કૂળાના બનાવેલા તૈયાર ડબા (Tin fruits) ની પેઠે આપણે વેચાતા લઈએ છીએ. જગતભરમાં સ્થળે સ્થળે સર્જન વગરનાં વિનોદનાં સાધનો ફેલાતાં જાય છે. માનવ-જાતિના બહુ મોટાભાગનું જીવન અર્થશૂન્ય અને અસહ્ય બન્યું છે. રેડીઓ, સિનેમા, ટેલિફોન વગેરેએ આપણા સર્જન માટે ખાસ અવકાશ રાખ્યો નથી. સર્જનના અભાવને લીધે આપણા જીવનમાં એક જાતની એકરાગતા—એક જાતની શૂન્યતા આવી છે. આ શુષ્ક અને રસહીન સ્થિતિમાંથી જગતમાં અપાર તિરસ્કારવૃત્તિ અને પરિણામે વિનાશકવૃત્તિ જન્મ્યાં છે. 'જે દેખાય છે તે બધું ખરાબ છે, એને મૂળથી જ તોડી પાડવું જોઈએ' એવા પોકારો જગતમાં અનેક સ્થળે સંભળાય છે. સમાજના આર્થિક ભેદોની પ્રમારતો ધારો કે તૂટી પડે તો પણ જગતમાં સર્વત્ર પરમ યન્ત્રવાદ ફેલાય ત્યારે બધાંની આવક સરખી થાય. આ સ્થિતિ સાધ્ય હોય તો પણ પરમ યન્ત્રવાદની અવસ્થા ઇષ્ટ છે? યન્ત્રની સહાયતાથી બધે આર્થિક સમાનતા થાય, બધા જ ધનવાન થાય તો જીવનનો કુદરતી આનંદ ઉડી નહિ જાય? જીવન એક પ્રકારનું યન્ત્ર નહિ બને?

આ જગતનું સ્વરૂપ જ અનેકતા અને અસમાનતાનું બનેલું છે. માનવજીવન પણ ક્ષણે ક્ષણે અનેક વિરોધો અને વિવિધતા પ્રકટ કરે છે. કૃત્રિમ સમાનતાથી માનવીમાત્રને એક કરવાનો યત્ન કરવો એ યાન્ત્રિક યોજના છે. અન્તરની સમતાથી બહારની અસમાનતા જોવી અને સમજવી એ ધર્મની દૃષ્ટિ છે. પળે પળે પરિવર્તન પામતા આ જગતમાં કોઈ અમર—કોઈ સનાતન પદાર્થ છે. આ ઇંદ્રિયોથી અનુ-

ભાવાય છે એ કરતાં જગતનું અને મનુષ્યનું સ્વરૂપ જુદું છે. આ દેખીતા અનન્ત ભેદોમાં કોઈ પરમ અભેદ રહ્યો છે અને એ ધર્મભાવના છે.

વર્તમાન જગતમાં જે અવ્યવસ્થા, ભયાનકતા, અધમતા, નિષ્ફળતા અને વિનાશ પ્રવર્તે છે તેમાંથી માનવજાતિને ઊંચે લઇ જનાર બળ ધર્મબળ છે. ધર્મભાવના એ સર્વોત્તમ બળ છે અને ભૂતકાળમાં મનુષ્યજાતિને ઉન્નતિને માર્ગે લઈ જનારી એ જ જણાય છે. આપણા જગતનાં અનેક દુઃખો અને દોષો મનુષ્યના અભિમાનમાંથી, એની સ્વાર્થવૃત્તિમાંથી જન્મેલાં છે. ધર્મની ભાવના અભિમાનની—અહમ્‌ની વિરોધી છે. ધર્મની દૃષ્ટિ આપણને વિશાળ અને વ્યાપક જીવન જીવતાં શીખવે છે અને સ્વાર્થની સંકુચિત દૃષ્ટિમાંથી છોડાવે છે. મનુષ્ય, અભિમાનને—સ્વાર્થવૃત્તિને જેટલો સંયમમાં રાખે તેટલું જ એનામાં સર્જનબળ આવે છે. કોઈ મહાન શક્તિ વિશ્વના અણુ અણુમાં અને પોતાના અંતરમાં વ્યાપેલી છે અને બન્ને દ્વારા અદ્‌ભુત કાર્ય કરી રહી છે એવો વિશ્વાસ રાખી રાગદ્વેષથી મુક્ત બની એ શક્તિની સેવામાં જીવન સમર્પણ કરવું એ ધર્મની સાચી ભાવના છે.

વર્તમાન વિજ્ઞાનની શોધોએ જીવન એક અને અવિભાજ્ય છે એમ પૂરવાર કર્યું છે. એક પરમાણુથી માંડીને સહુથી શ્રેષ્ઠ મનુષ્ય પર્યંત જીવનની અવિચ્છિન્નતા એણે પ્રતિપાદન કરી છે. જીવનમાત્રની અને માનવમાત્રની મૌલિક એકતા છે. આ એકતા એ જ જીવનનું અને માનવતાનું સાચું સ્વરૂપ છે. આ અનેકતાના જગતમાં આપણી દૃષ્ટિ એકતા ઉપર ચોંટતી નથી, એનો સાક્ષાત્કાર કરતી નથી એ જ દુઃખ અને અસંતોષમાત્રનું મૂળ છે. જીવનમાં

જે ભયાનક કરુણતા આપણે જોઈએ છીએ તેનું કારણ પણ આ દષ્ટિનો અભાવ છે. આજ જગતની પાસે પહેલાં નહિ ઉભેલા એવા મહાન પ્રશ્નો ખડા છે. આ પ્રશ્નોના ઉકેલમાં જો મનુષ્ય ધર્મભાવનાથી વિમુખ બની માર્ગ કાઢશે તો ભયંકર વિનાશ વિકરાળ મુખ ફાડી સર્વનો કોળિયો કરી જવા તત્પર ઉભો છે.

વર્તમાન જીવનમાં પણ પ્રાચીન ભાવનાની પેઠે ધ્યાન, પ્રાર્થના, તપ, પરોપકાર ઈત્યાદિ જરૂર કરવાનાં છે પરંતુ આજ આ સર્વે છૂટા છૂટા વ્યક્તિગત પ્રયત્નો સાથે વ્યવસ્થિત પ્રયત્નો થવાની ખાસ જરૂર છે. ભૂતકાળમાં આપણા ધર્મસંઘોએ અને ધર્માત્માઓએ ભૂખ્યાંને ભોજન આપ્યાં છે, સમાજના બહિષ્કૃતોને પવિત્ર ધર્માલયમાં આશ્રય આપ્યો છે, અને દયાને માટે જાલિમોને ઉપદેશ આપ્યા છે. આજના ધર્મમાં વ્યાધિઓ, દુષ્કાળ, અને જુલમ અટકાવવાનો સમાવેશ થાય છે. ભૂતકાળમાં પરલોક ઉપર બહુ ભાર મૂકવામાં આવ્યો હતો. આજ જીવનનાં અનેક સ્વરૂપો સમજી માનવસેવા અને સર્જન ધર્મભાવના દ્વારા કરવામાં રહે છે. યુદ્ધોને અટકાવવાનો અને સમૃદ્ધિ તથા શક્તિ પ્રાપ્ત કરવાનો કલ્યાણકારી માર્ગ નવીન ધર્મભાવના સિવાય બીજે ક્યાંઈએ જણાતો નથી.

આ ધર્મભાવના પ્રત્યેક મનુષ્યના અંતરમાં ઊંડી વસેલી છે. અજ્ઞાન અને સ્વાર્થનાં પડો ભેદી મનુષ્ય એનો સાક્ષાત્કાર કરી શકે છે. આ સાથી ધર્મભાવનાથી પ્રેરિત મનુષ્યો જગતના રાજકીય સામાજીક અને આર્થિક જીવનને નિયમવાનું અને દિશાસૂચન કરવાનું કાર્ય કરી શકે તેમ છે. આજની કેટલીક નવીન સમાજો માને છે તેમ ધર્મનો ધ્વંસ

નહિ પરંતુ અપૂર્વ ધર્મબળ અને શ્રદ્ધાની આજના જીવનના મહાપ્રશ્નો છોડવામાં ખરી જરૂર છે. વર્તમાન વિશાળ વૈજ્ઞાનિક જ્ઞાનની સાથે સાચી ધર્મભાવના અને પરમ ધર્મબળથી વર્તમાન જગત ઘણું સિદ્ધ કરી શકે તેમ છે.

આ સિદ્ધિ પ્રાપ્ત કરવામાં જીવન પ્રત્યેનું દૃષ્ટિબિન્દુ આપણે ફેરવવું પડશે. જગતનાં અનેક સ્વરૂપોને અને એના અંતઃસ્વરૂપને આંખ ફાડીને જોવાનો યત્ન કરવો પડશે. આપણે ભૂતકાળ અને ભવિષ્યકાળમાં જીવવાનો મોહ ઓછો કરી ક્ષણિક વર્તમાનને સનાતન ગણી એની પ્રત્યેક પળ ભરપૂર જીવનથી જીવવી પડશે. જીવનની વિવિધતા અને સંકુલતા આપણને ભયભીત નહિ કરે, બલ્કે એ વૈવિધ્ય અને ગૂંચમાં આપણને અપાર રસ અને સહાનુભૂતિ હશે. 'કાલનો વિચાર ન કરો' (Take no thought for to-morrow) એ વચન ઉચ્ચારનાર મહાપુરુષે જીવનની પૂજા ઉપર પૂરો ભાર મૂક્યો છે. જીવન તો વર્તમાનમાં જ જીવી શકાય. આપણે અજર અને અમર છીએ એમ માની જીવનની પ્રત્યેક ક્ષણનો સદુપયોગ કરીએ. આપણે જડતા અને મૃત્યુના નહિ પણ જીવનના ઉપાસક બનીએ. જૈનધર્મમાં જીવનમાત્ર પવિત્ર ગણવામાં આવ્યું છે. એનો અહિંસાનો સિદ્ધાંત એ જીવનની પૂજાનો સિદ્ધાંત છે. આપણા જીવનની રગેરગમાં એ ઊતરે તો જીવન સર્વાંગસુંદર બને. પ્રભુ આપણને સર્વેને એ માર્ગે પ્રેરો.*

*આ વ્યાખ્યાનમાં બર્નાર્ડ શૉ, એચ. જી. વેલ્સ, આલ્ડસ હક્સલી, હેવલૉક એલિસ વગેરે વર્તમાન વિચારકોના મતોની સમીક્ષા કેટલેક સ્થળે કરી છે.

# શિક્ષક અને સાહિત્ય

આપણા ટીકાકારો અને પ્રશંસકો સમજુ અર્ધસમજુ અણસમજુ સારા માઠા, અનેક છે. બર્નાર્ડ શૉને અત્યુક્તિનો અને કટાક્ષનો ભારે શોખ છે; પરંતુ કેટલીકવાર એ બંને શસ્ત્રોદ્વારા એ સચોટ રીતે સત્ય કહી શકે છે. વર્તમાન શિક્ષણસંસ્થાઓ અને શિક્ષકોની એણે સખ્તમાં સખ્ત ટીકા કરી છે. એ કહે છે કે શિક્ષકોને જુલ્મી રાજાઓ કે અમીરો જેવો સત્તાનો શોખ રહે છે. વિદ્યાર્થીઓને દબાવી, હેરાન કરી એમના ઉપર અધિકાર અને સત્તા ભોગવવાનું એમને બહુ ગમે છે. વળી જેમ જૂના વખતમાં, પ્રભુઓને દાસો વગર ચાલતું જ નહોતું અને ગમતું નહોતું, તેમ શિક્ષકોને શિષ્યો વગર ચાલતું નથી, ગમતું નથી. શિક્ષકો, વિદ્યાર્થીઓને એમની ખાતર નહિ, પરંતુ પોતા ખાતર, પોતાની આસપાસ એકઠા કરે છે, ભણાવવાને નામે પજવે છે અને પોતાની ઉગ્ર મનોવૃત્તિઓના વેગને એ અનાથ જીવો ઉપર સ્વચ્છન્દથી વહેવા દે છે. એમની પાસે ક્રોધ ઠાલવવા માટે શિષ્યો ન હોય તો આ જીવોને જીવન અકારું

અને સત્તું લાગે છે. આ અગ્નિહોત્રીઓને એમના નિત્યયજ્ઞમાં નિર્દોષ જીવોની આહુતિઓ રોજરોજ જોઈએ છે. શૉ આગળ વધીને શિક્ષકોનો એકડો સાવ કાઢી નાખે છે. એ કહે છે: Those who can do; those who cannot, teach. એને મન શિક્ષકો પરાક્રમશૂન્ય પામર પંતુજીઓ છે.

એક બીજો સમર્થ ટીકાકાર બર્ટ્રાન્ડરસલ કાંઈક શિષ્ટ વાણીમાં સત્તા અને અધિકાર સામે કડક રીતે કહે છેઃ-

શિક્ષણમાં અને જગતમાં "અમીરશાહી કાલાતીત છે. વૉટરલૂનું યુદ્ધ ઈટનનાં ક્રીડાંગણો ઉપર ભલે જિતાયું હોય પણ બ્રિટિશ સામ્રાજ્ય ત્યાં જ ખોવાવાની અણી ઉપર છે. અર્વાચીન જગતને જૂદો જ આદર્શ જોઈએ છે. ભવિષ્યનો કારભારી સ્વતંત્ર નાગરિકોનો સેવક હોવો જોઈએ; એને જોઈ જોઈને તાજુબ થતી પ્રજાનો પરોપકારી અમલદાર તો ઉચિત નહિ જ." રસલ 'ડૉ. આર્નોલ્ડ જેના શિરોમણિ હતા' તે કેળવણીનો અમીરશાહી સંપ્રદાય વિનાશકારક છે એમ જોરથી કહે છે અને 'જગતમાં કેળવણીનું વલણ પ્રજાકીય—democratic—છે—હોવું જોઈએ, એમ એ ભારપૂર્વક જણાવે છે. રસલ અન્યત્ર કહે છેઃ ભય ઉપર રચાએલી કોઈ પણ સંસ્થા જીવનનો વિકાસ સાધી શકે નહિ ભય નહિ પણ આશા—ભૂતકાળની હોલવાઈ ગએલી સમૃદ્ધિ માટે વિલાપ નહિ પરંતુ ભાવિ સમાજનું તેજસ્વી સ્વપ્ન એ કેળવણીમાં પ્રેરકબળ જોઈએ.

ત્રીજો પ્રશંસક હેરૉલ્ડ લાસ્કી છે. ઊંચા પ્રકારના શિક્ષકોની એ સ્તુતિ કરે છે અને શિક્ષક આજ સર્વત્ર પરાધીન છે એ હકીકત સમભાવપૂર્વક રજુ કરે છે. લાસ્કી

કહે છે:–લગભગ બધી જ શિક્ષણસંસ્થાઓનું તન્ત્ર વ્યવહાર કુશળ વેપારીઓ ચલાવે છે. સાચા શિક્ષકો સાચા કલાકારોની પેઠે, કોઈ પણ જોખમે સત્યની શોધને પ્રકટ કરવા તલસે છે. જે ક્ષેત્રમાં એમને સત્ય જડ્યું છે તે સંબંધી મૌન રાખવું એમને મૃત્યુ કરતાં વધારે વિનાશક લાગે છે. પરંતુ પેલા વ્યવહારચતુર વેપારીઓને—practical experts–ને સત્ય પ્રસિદ્ધ કરવા દેતાં ઘણીવાર દુન્યવી નુકસાન ખમવું પડે છે. સત્યનિષ્ઠ શિક્ષક વસ્તુનું રહસ્ય પામવા માટે એનાં નિશ્ચિત અને અંતિમ ગણાતાં મૂલ્યોમાં નવા ફેરફાર સૂચવે છે, અને નવાં મૂલ્યો આંકે છે. આવા શિક્ષકના માનસને સ્વતંત્ર અને નિષ્પક્ષપાત રહેવા દેવાનું પેલા વેપારીને પરવડતું નથી. પરિણામે વેપારી અને શિક્ષક વચ્ચે વારંવાર અથડામણ થાય છે અને સત્ય ગુંગળાય છે. જો શિક્ષકને પરાધીનતાની બેડીઓમાંથી મુક્ત કરવામાં આવે તો બાળકોના ભાવિ જગતમાં એ મહાન પાઠ ભજવશે. જગતના વ્યવહાર ચતુર માણસો એનું કાર્ય કદાપિ કરી શકશે નહિ—એમને સમય કે જ્ઞાન ક્યાં છે?—એ તો શિક્ષકજ કરી શકશે.'

પરંતુ લાસ્કી, પણ રૅાં અને રસલની પેઠે એટલું તો કહે છે કે સત્તા (*Power*) હૃદયને કોરી ખાય છે, કલ્પનાને ઝાંખી અને મન્દ કરે છે અને બીજાને દબાવવાને માટે કોઈ નિત્ય નવું રોજકામ—(Routine)—શોધી કાઢે છે.

આ ત્રણ પ્રસિદ્ધ વિચારકો ઉપરાંત, કેટલાક બીજાઓ આપણામાં કલ્પનાની ખામી જુવે છે, તો કેટલાક આપણને જીવનથી ભાગી છૂટનારા કાયરો ગણે છે, તો કોઈ આપણને

સૂકા, મિથ્યાભિમાની અને નબળા હૃદયના મનુષ્યો ગણે છે. આમ કેટલાક આપણામાં હૃદયની, તો કેટલાક બુદ્ધિની તો કેટલાક દૃઢ ઇચ્છાશક્તિની ખામી જુવે છે. ટૂંકામાં આપણો ખરો આત્મા પ્રકટ થઈ શકતો નથી એમ આ બધી ટીકાનું તાત્પર્ય છે.

આપણો આત્મા પ્રકટ કરવાની ઉત્કંઠામાં કે ઉતાવળમાં આપણે શિક્ષણમાં પદ્ધતિઓ, બીબાંઓ, ચોકઠાંઓ, અને આકારોના કોકડાઓમાં વધુ પડતા ગૂંચવાતા જઈએ છીએ. આ કકડાકૂટમાં સમગ્ર મનુષ્ય—Whole man-નો ખ્યાલ આપણે વીસરી જઈએ છીએ. આપણે આ માનસિક શક્તિ—faculty-અને તે માનસિક શક્તિ એમ માનસિક શક્તિઓની મીમાંસા કરીએ છીએ પરંતુ આત્મા એ અખંડ પદાર્થ છે, એના છૂટા છવાયા વિભાગો પડી શકતા નથી એ સ્વયંપ્રકાશ સત્ય વેગળું મૂકીએ છીએ. આપણા સમગ્ર આત્માને, આપણી સર્વ શક્તિઓને એકી સાથે કેળવવાને મહાન અને પ્રધાન સાધન સાહિત્ય-literature-છે 'સાહિત્ય' શબ્દ એના વિશાળ અને વ્યાપક અર્થમાં અત્રે સમજવાનો છે. હમણા હમણામાં Humanities-અને Sciences એવા ભેદો બહાર દઈને દોરવામાં આવે છે તે પણ અસ્થાને છે. સાહિત્યમાં કાવ્ય, ઇતિહાસ, તત્ત્વજ્ઞાન, વિજ્ઞાન, સર્વ, અન્તર્ગત છે.

સાહિત્ય હૃદયને કોમળ બનાવે છે માનસિક દૃષ્ટિને વિસ્તૃત કરે છે અને કોઈ કાર્યની દિશા બતાવે છે. જગતના મહાન સાહિત્યકારો એ સનાતન સૌન્દર્યના શાન્ત અને

ભવ્ય સ્રષ્ટાઓ છે. આપણું શિક્ષણ તેજસ્વી થાય તે માટે આપણામાં સાહિત્યપ્રત્યે ભરપૂર ભક્તિ જોઈએ.

સાહિત્યનો પ્રત્યેક સાચો અભ્યાસી હૃદયથી પ્રજાતન્ત્ર અને ભ્રાતૃભાવ–democracy and fraternity નો હિમાયતી છે. સાહિત્ય સમતાસ્થાપક છે. જેણે જીવનમાં ખૂબ વાંચ્યું છે, વિચાર્યું છે અને કલ્પનાથી અનુભવ્યું છે તેને માનવજાતિ એક સળંગ માનવકુટુમ્બ તરીકે જણાય છે અને એમાં ઉચ્ચ, નીચ, ગરીબ, તવંગર, વિદ્વાન, અભણ વગેરે ભેદો કૃત્રિમ અને અજ્ઞાનજન્ય લાગે છે. આપણી સર્વસાધારણ માનવતા એ જ આપણું સાચું સગપણ છે.

સાહિત્ય જીવનનાં ખરાં મૂલ્યો વધારે છે અને ઊંચા અર્થમાં આપણને જગાડે છે. મહાન સાહિત્યકારો માનવતાનું શાન્ત અને કરુણ સંગીત સંભળાવે છે અને એ દ્વારા આપણા આત્માને નિર્મળ અને ઉન્નત બનાવે છે. આપણા નિત્ય જીવનમાંથી અને રોજના કાર્યમાંથી જેટલી ક્ષણો એ મહાન સર્જકોના સમાગમમાં ગાળી શકાય તેટલું સાચું જીવન જીવી શકાય.

સ્વાધ્યાય એ આપણો જ્ઞાનયજ્ઞ છે. જર્મન કવિ અને તત્ત્વજ્ઞ ગયથે તો પ્રત્યેક વ્યક્તિને માટે કહેતો "One ought everyday at least, to hear a little song, and read a good poem, see a fine picture, and if it were possible to speak a few reasonable words." આપણા ખેડુતો, કારીગરો, માળીઓ અને મજુરો દિવસના પરિશ્રમને અંતે રાત્રે એકઠા થઈ ભજનો ગાય છે અને આનંદ અને નવી

શક્તિ મેળવે છે. આપણે રોજ રોજ મનોભૂમિનાં ખેતરો ખેડવાનાં છે અને તાજગી મેળવવાની છે.

આમ, આપણાં બુદ્ધિ અને હૃદયને, આપણા સમસ્ત આત્માને નિત્ય નિત્ય સંસ્કારવાથી જ સાચું કેળવણીનું કાર્ય બની શકે છે. આપણી જાતને સંસ્કારીને જ, આત્મશિક્ષણ આપીને આપણે બીજાને કેળવણી આપી શકીએ અને આપણું વ્યક્તિત્વ બાળકમાં નીતારી શકીએ. જગતની સર્વ શિક્ષણ-પદ્ધતિઓ કરતાં આ વધારે સાદો માર્ગ છે પરંતુ સહેલો નથી. એ યત્નનો માર્ગ છે, ખાંડાની ધાર છે; પરંતુ એકવાર પ્રવેશ કર્યા પછી અપાર રસથી ભરપૂર છે.

આપણો સકલ આત્મા કોઈપણ કોયડો ઉકેલવા તત્પર થાય છે ત્યારે આપણી વાણી પણ હૃદયની સાચી વાણી રૂપે પ્રકટ થાય છે. ક્ષણે ક્ષણે વિચારને અનુરૂપ વાણી સર્જાતી જાય છે અને જગતના મહાન શિક્ષકે સેંકડો વર્ષો પહેલાં કહ્યું છે તેની ઝાંખી થાય છે. " Out of the abundance of the heart the mouth speaketh ". આ વાણી હૃદયના ઊંડા ઝરણામાંથી ફૂટે છે; એમાં અસ્તવ્યસ્તપણું નથી પરંતુ સચ્ચાઈ અને ગંભીરતા છે. એમાં બોલનારનું ચિત્ત પોતાના વિષય ઉપર સંપૂર્ણ રીતે ચોંટેલું રહે. આવી વાણી વિદ્યાર્થીઓના ચિત્તમાં જાદુઈ અસર કરી શકે છે અને આત્માના અનેક દરવાજા ઉઘાડે છે.

' જ્ઞાનપિપાસુ શિક્ષકો જ્ઞાનનું ભવ્ય વાતાવરણ રચી શકે છે. પ્રાચીન એથેન્સ અને મધ્યકાલીન યુગમાં આપણા દેશનું નવદ્વીપ એનાં જ્વલંત ઉદાહરણો છે.

એથેન્સ એ સુધરેલા જગતની પાઠશાળા કહેવાતું. એમાં આબરૂદાર શહેરીનો આદર્શ જ્ઞાનપ્રાપ્તિ હતો. મિલ્ટન એને ' કલા અને વક્તૃત્વ 'ની માતા કહે છે. વિજ્ઞાનના વિકાસમાં પણ આ નગરમાં અથાગ પ્રયત્ન થયો હતો. આ નગરમાં શાળા અને પાઠશાળાની બહાર પણ શિક્ષકો અને જ્ઞાનીઓનાં ટોળે ટોળાં નજરે પડતાં અને તે બધાં એક બીજા સાથે જ્ઞાનની સગાઈ ખીલવવાને ઉત્સુક રહેતા. પેરિક્લિસના સમયમાં આ શહેરમાં રાજ્યતન્ત્રીઓ, નાટકકારો, કવિઓ, ઇતિહાસકારો અને વિજ્ઞાનકોવિદો, સર્વ, સાથે વસતા હતા અને વિદ્યા અને કલાથી ભરપૂર જીવન જીવતા હતા.

નવદ્વીપમાં દ્રવ્યપ્રાપ્તિ, રાજકારણ, યુદ્ધ, રમત ગમત અને મોજશોખમાં જીવનનો ઉલ્લાસ મનાતો નહોતો પણ જ્ઞાનની પ્રાપ્તિ એ જ જીવનનો પ્રધાન રસ હતો. નવદ્વીપના ઘણા ખરા નાગરિકોના પરમ વિદ્યાનુરાગને લીધે એ નગર જગતના બધાં નગરોથી જુદું પાડતું. જ્યાં જુઓ ત્યાં વિદ્યાર્થીઓના જમાવ, નજરે પડે. બજારો, શેરીઓ અને નદીના આરાઓ વિદ્યાર્થીઓથી ભરચક રહેતા. વાદવિવાદને અર્થે પ્રત્યેક અનુકૂળ સ્થાને તેઓ હજારોની સંખ્યામાં એકઠા થતા. રસ્તે ચાલતાં પણ વિદ્યાર્થીઓ જ્ઞાનગોષ્ઠીઓ કરતા હોય. રોજ રોજ નગરના ઘાટે ઘાટે વિવાદ–પરિષદો ભરાતી. આ બુદ્ધિબળના અખાડાઓમાં વાદીઓ વચ્ચે સામસામી લડાઇઓ પણ થતી અને હારેલા પક્ષને નદીના સામે કાંઠે તરી જવું પડતું.

અલબત્ત, પ્રાચીન આદર્શ બધો અર્વાચીન જીવનમાં ઊતારવા જેવો નથી પરંતુ એમાં જે જ્ઞાનની ધમક

# ઉગતી પ્રજાનો વિદ્યાગુરુ

વિક્ટોરિયન યુગના અધિષ્ઠાતા મહાકવિની પેઠે આપણા 'સ્મરણસંહિતા'ના કવિએ પણ ગાયું:

'જીર્ણ ઘટના જાય ને
સ્થાન હેનું નવીન લે,
એહ વિશ્વ વિકાસમાં
વ્યાપક નિયમ સઘળે પળે.'

જૂનાનું સ્થાન નવું લે છે એ અનાદિકાળથી ચાલતો આવતો પ્રભુએ પ્રવર્તાવેલો સૃષ્ટિવિકાસનો સ્થિર નિયમ છે. આ સનાતન ક્રમનું વિશેષ ઉદાહરણ વીસમી સદીનું પ્રથમ ચરણ છે. ઉલ્લા પચીશ વર્ષમાં સમસ્ત પૃથ્વીમંડળમાં વીજળીના વેગથી ફેરફારો થતા જાય છે. જીવનના પ્રત્યેક ક્ષેત્રમાં નવીન વાતાવરણ રચાયું છે. વ્યક્તિમાં, સમાજમાં, રાજકારણમાં, ધંધા ઉદ્યોગમાં–સર્વત્ર અદ્‌ભુત રૂપાન્તર માલમ પડે છે. વિશેષે કરીને મહાયુદ્ધ પછી તો કોઈ મહાન વિપર્યાસ ભાસે છે. પ્રભુની ગતિ અકળ છે. એ સર્વ શક્તિમાન અનંત માર્ગે પોતાની કાર્યસિદ્ધિ કરે છે. મનુષ્ય નિમિત્ત

માત્ર છે. પ્રભુના આદેશો પરિપૂર્ણ કરવામાં નિમિત્ત થવું એ મનુષ્યનું પરમ કર્તવ્ય છે, માનવજીવનનો ઉચ્ચ અધિકાર છે. પ્રભુના કાર્યમાં અંતરાય નાખી એની આડે આવવું એ મનુષ્યની પામરતા અને સંપૂર્ણ અધોગતિ છે.

વર્તમાન જગત્ સમક્ષ અગણિત કોયડાઓ ઉકેલ માટે તત્પર ઊભા છે. ઘણાએ રાષ્ટ્રીય તેમજ આન્તરરાષ્ટ્રીય પ્રશ્નોની ગૂંચ ઉકેલવી અસાધ્ય કે કષ્ટસાધ્ય જણાય છે. મહાયુદ્ધ પછી ઊભા થએલા રાજકીય અને આર્થિક પ્રશ્નોની આંટીઓ મહાન રાજ્યતન્ત્રીઓ અને અર્થશાસ્ત્રીઓની સૂક્ષ્મ બુદ્ધિ વડે પણ ઉકેલી જાય તેમ નથી. મનુષ્યજાતિની એકતા સાધવાના અને અખંડ જગતમાં શાન્તિ સ્થાપવાના મુઠીભર સજ્જનોના શુભ પ્રયત્નોને અભિનંદવા અર્વાચીન જગત્ હજી તૈયાર નથી. પ્રજા પ્રજા વચ્ચે ઝેર વેર હજી શાન્ત થયાં નથી, બલ્કે કેટલેક સ્થળે તો એવડા જોરથી પ્રવર્તવા માંડયાં છે. આપણા દેશમાં પણ કોમી વિખવાદો અને રાજકીય મતભેદો આપણા સમર્થમાં સમર્થ મહાપુરુષને નિરાશ કરી રહ્યા છે. એ શાન્તિના પયગમ્બરનો સંદેશ ઝીલવાની અશક્તિ હિન્દની જનતા કબૂલ કરતી જાય છે. વસ્તુસ્થિતિ આવી છતાં એક મૂલ પ્રશ્ન પરત્વે સર્વત્ર એક મત છે. આ પ્રશ્ન તે વર્તમાન શિક્ષણમાં સુધારો કરવો એ છે. અનેક નિરાશાઓમાં વર્તમાન જગતની આ એકજ 'અમર આશા' છે. ઇંગ્લંડના સુપ્રસિદ્ધ વિચારક મિ. એચ. જી. વેલ્સ એમના 'The Outline of History, ના છેલ્લા પ્રકરણમાં લખે છે કે આખી પૃથ્વીના ઇતિહાસમાં મનુષ્ય-જાતિનાં મહામંડળો ઉત્પન્ન થવામાં અને વિકાસ પામવામાં

ધર્મ અને કેળવણી એ બેજ મુખ્ય સંયોજક બળો જણાયાં છે. એમના મત પ્રમાણે, કેળવણી એ વ્યક્તિની સમષ્ટિ માટેની તૈયારી છે અને એ તૈયારીનું મધ્યબિન્દુ ધર્મશિક્ષણ છે. અર્વાચીન જગતના પુનર્વિધાનની ક્રિયામાં કેળવણીનું કેન્દ્રસ્થાન છે.

અન્યત્ર તેમ આપણા દેશમાં પણ રાષ્ટ્રની પુનર્ઘટનાનું કાર્ય બે ચાર દિવસ કે વર્ષ છ માસનું નથી પણ એક આખા જમાના (generation)નું છે. પ્રજાજીવનના પુનર્વિધાનમાં—સંસ્કૃતિના પુનર્વિધાનમાં—બે અગત્યની ક્રિયાઓનું સમતોલપણું જાળવવાની જરૂર રહે છે. આપણા પ્રાચીન શાસ્ત્રકારોએ આદેશ કર્યો કે 'प्रजातन्तुं मा व्यवच्छेत्सीः' 'પ્રજાતન્તુનો વ્યવચ્છેદ ન કરો'—અર્થાત્ પ્રજાના બીજનું સંરક્ષણ કરો. આ બીજ તે પ્રજાનાં શરીર તેમજ આત્મા ઉભયનું બનેલું છે. પ્રજા શરીરમાંથી જો ચૈતન્ય ઉડી જાય અર્થાત્ પ્રજાના પ્રાચીન સ્વભાવ સંપ્રદાય અને સંસ્કારોનું અનુસંધાન ભાવિપ્રજામાં ન રહે તો પ્રજાનો વિનાશ થાય. જો ઉગતી પ્રજામાં પૂર્વોક્ત તત્ત્વો સચવાય તોજ ભાવિ પ્રજામાં તે ઊતરે. આપણા રાષ્ટ્રજીવનનો ઝરો સતત વહેતો રાખનારી આ ક્રિયા પ્રજાજીવનની સંજીવની (Perpetuation of the race) છે. આપણી સંસ્કૃતિનું જતન કરવાની આ ક્રિયાની સમાન રેખામાં મૂકાય એવી બીજી ક્રિયા આપણા દેશની 'પરિણામશક્તિ' (Adaptability)—'બહારની અસરને રૂપાન્તર પમાડવાની શક્તિ' છે. ઇતિહાસના ઉષઃકાલથી આજ પર્યંત હિન્દે સંસ્કૃતિની આપ લે કરી છે તથાપિ સ્વત્વ ગુમાવ્યું નથી. આ બંને

વિદ્યાર્થીના આત્માની આકાંક્ષાઓ તૃપ્ત થાય એવો જ્ઞાન પ્રત્યે અનુરાગ એના અન્તરમાં ઉત્પન્ન કરવાનો છે, જીવનનું વાતાવરણ રચવાનું છે.

ઉગતી પ્રજાના વિદ્યાગુરુનો આ આદર્શ છે. એની ભારે જવાબદારીના પ્રમાણમાં પ્રજાજીવન ઘડવામાં એનો મુખ્ય હિસ્સો હોવાથી એનો યશ પણ મહાન છે.

# ધર્મ અને સંસ્કૃતિ

ધર્મનું અસ્તિત્વ કોઇ અનન્ત સનાતન પદાર્થને અવલમ્બીને છે. ગઇ કાલનો કે આજનો અથવા આવતી કાલનો કોઇપણ પદાર્થ ધર્મનું અવલમ્બન નથી; તેમજ ચિરંતન કાળનો કે પુરાતન કાળનો પદાર્થ પણ એનો આધાર નથી. કાળના પ્રવાહમાં વહેતા સર્વ પદાર્થો સાન્ત (Finite) છે, અને સાન્ત વસ્તુનો આધાર રાખીને મનુષ્યને પરમ સુખ અને શાન્તિ મળતાં નથી. કોઈ ઇષ્ટ કાર્યનો આનંદ, કોઈ વિરલ વિજય, કોઈ વિશિષ્ટ વિચારનું ક્ષેત્ર, કોઇ મનોહર દૃશ્ય, કોઈ મહાન શકિત, કોઇ સ્નેહાળ મિત્ર કે સંબન્ધીનો સ્નેહ, આ સર્વ વસ્તુઓ મનુષ્યને સર્વકાળ સુધી પરમ શાન્તિ અને સુખ આપી શકે તેમ નથી તે તે પદાર્થોથી એ વિખૂટો પડે છે કે તુરતજ એની વ્યાકુળતા એવીને એવી રહે છે બલ્કે ઘણીવાર વધે છે જગતના સર્વ પદાર્થો નાશવંત છે અને એના અસંખ્ય પ્રવાહો અસ્થિર અને ક્ષણિક છે. આ સર્વવ્યાપક અસ્થિરતા અને ક્ષણિકતામાં ધર્મ એક જ અચળ ઉન્નત અને શાશ્વત ખડક સમાન ઉભો છે.

ક્રિયાઓનો સમન્વય કરવાનું કાર્ય એટલું ઘણું વિષમ છે. પણ કર્તવ્યનો પંથ ક્યારે પુષ્પની શય્યા સમાન કોમળ હોય છે ? રાષ્ટ્રજીવનના વિધાયકોમાં આ સમન્વય કરનાર ઉગતી પ્રજાના વિદ્યાગુરુનું વિશિષ્ટ સ્થાન છે. ભાવિ પ્રજા પ્રત્યે વર્તમાન પ્રજાએ જે પિતૃધર્મ બજાવવાનો છે તેની ફરજો અને જવાબદારીઓનું ભાન કરાવનાર ઉગતી પ્રજાનો શિક્ષાગુરુ જ છે. આ ભાન જો યોગ્ય રીતે કરાવાય તો આ જમાના કરતાં આવતો જમાનો અધિક સારો થાય અને 'पुत्रादिच्छेत्पराजयम्' એ ન્યાયે પ્રત્યેક યુગમાં ઉછરતી પ્રજાની ચઢતી કળામાં પિતૃહૃદયને પરમ ઉલ્લાસ થાય.

ઉગતી પ્રજાના ગુરુની જવાબદારી ઘણી મોટી છે પ્રથમ તો વિદ્યાર્થી અને વિદ્યા પ્રત્યે એને ભરપૂર પ્રેમ હોવો જોઈએ. જીવનનાં વિવિધ સ્વરૂપો ઉપર ચિન્તન કરવાની — જીવનની સમાલોચના કરવાની — એને પરમ આવશ્યકતા છે. એ ચિન્તનથી ઉત્પન્ન થતા અનુભવને લીધે આદર્શ જીવન સંબંધી અન્તઃકરણના કેટલાક નિશ્ચયો એને હોવા જોઇએ, અને તે પોતાના શિષ્યમાં ઉતારવા એણે સતત પ્રયત્નશીલ રહેવું જોઇએ. શિક્ષકનું કામ માત્ર માળીનું નથી પણ તે એક સ્રષ્ટા છે. પોતાના જીવનની નિર્બળતા કે નિષ્ફળતા કે મર્યાદા પોતાના શિષ્યમાં ન રહે એવી એનામાં ધગશ જોઇએ. શિષ્ય કેવળ પોતાની પ્રતિકૃતિ (બીજી આવૃત્તિ કે નકલ) થાય એવો પામર હેતુ એને કદાપિ હોવો ન જોઈએ; પરંતુ શિષ્ય સન્મુખ સર્વદા જગતની મહાન વિભૂતિઓ (Heroes of humanity) ના આદર્શો એણે રજુ કરવાના છે.

શિક્ષકનું વર્તમાન વિશિષ્ટ કર્તવ્ય એ છે કે એણે જગતની વિશાળ સામગ્રીઓ શિષ્ય સન્મુખ મૂકવી અને એમાં શિષ્યની પસંદગીનો અવકાશ રાખવો. એક ભયસ્થાનથી એણે ચેતવાનું છે. વિદ્યાર્થીની વૃત્તિઓ કાંઈક ચોક્કસ વલણ લે એ એણે જોવાનું છે, કારણ કે ચોક્કસ વલણના અભાવથી હેતુ વિનાનું જીવન સુકાન વિનાના વહાણની પેઠે વણુરી જવાનો ભય છે. વળી મનુષ્યજાતિની પ્રગતિના ઇતિહાસનાં સીમાચિહ્નો ( landmarks )થી એણે માહિતગાર રહેવું પડશે; અને અર્વાચીન જગતની આશાઓ, નિરાશાઓ, શંકાઓ, મન્થનો, વેદનાઓ અને આકાંક્ષાઓથી એ અસ્પૃષ્ટ રહેવો ન જોઈએ. પ્રજાના ભવિને ઘડનાર શિક્ષક પાસે ભાવિની રૂપરેખા અને ભાવિના આદર્શને પહોંચવાના પ્રજાના પ્રયત્નોનું જ્ઞાન હોવું જોઈએ. વળી બહારના વિશાળ જગત અને શાળાના સૂક્ષ્મ જગત વચ્ચે અંકોડા રૂપે રહેવામાં એની ખરી કાર્યદક્ષતા છે. આ ઉપરાંત વિદ્યાર્થીના જીવનમાં સ્વાતંત્ર્ય અને સંયમનો સમન્વય કરવાની, ઉન્નત પ્રેરણાઓ સીંચવાની, વૃત્તિઓને સન્માર્ગે વાળવાની અને અખંડ જગત સાથે સમભાવ કેળવવાની, ઉગતી પ્રજાના શિક્ષાગુરુની સંપૂર્ણ જવાબદારી છે.

'Teaching is lighting a lamp and not filling a bucket'/ શિક્ષકે શિષ્યમાં જ્ઞાન રૂપી પ્રદીપ પ્રકટાવવાનો છે;|પરંતુ ડોલમાં પાણી રેડે તેમ વિદ્યાર્થીના કુમળા મગજમાં હકીકતો રૂપી પાણી રેડવાનું નથી. તેમજ માટીના લોચામાંથી અમુક નમૂના પ્રમાણે એક સરખી આકૃતિઓ બનાવવી એ પણ એનું કાર્યક્ષેત્ર નથી. એણે તો

એનો પ્રદેશ અસીમ છે કારણ કે એનું અવલમ્બન અનન્ત છે. અનન્ત પદાર્થ જ અસીમ આનંદ અને સુખ આપી શકે છે.

ધર્મના આધારભૂત આ અનન્ત અને સનાતન પદાર્થને આપણે સામાન્યરીતે પરમાત્મા તરીકે ઓળખીએ છીએ. મનુષ્યનું ઊંડામાં ઊંડું રહસ્ય, એના જીવનનું અન્તરતમ સત્ય ધર્મ છે. ધર્મ મનુષ્યના જન્મથી જ એની સાથે જોડાએલો છે, એના સ્વભાવમાં એ રહેલો છે. મનુષ્ય પ્રભુને પામવા માટે જન્મ્યો છે. પ્રભુને માટે એની સ્વાભાવિક આકુળતા છે. પ્રભુની સરખામણીમાં જગતના સર્વ પદાર્થો એને અપૂર્ણ, ક્ષણિક અને અસંતોષ ઉત્પન્ન કરનારા જણાય છે. પ્રભુથી ન્યૂન એવા કોઇપણ પદાર્થથી એને કદાપિ સંતોષ થતો નથી. ધનથી, સત્તાથી, રાજ્યથી કે સામ્રાજ્યથી એને સુખ મળતું નથી; એનું પરમ સુખ પ્રભુની પ્રાપ્તિ છે. જ્યાં સુધી એ પરમાત્માને પ્રાપ્ત કરવા પ્રેરાતો નથી ત્યાંસુધી એને પોતાનું મધ્યબિન્દુ જડતું નથી. ત્યાં સુધી આ ભરેલા જગતમાં એને એકલતા, એક પ્રકારની શૂન્યતા લાગે છે. પ્રભુમાં ચિત્ત ચોટતાંજ મનુષ્ય એની એકજ આવશ્યક વસ્તુ પ્રાપ્ત કરવા પ્રેરાય છે.

પ્રભુ એક છે. એક છતાં એ અનેક રૂપે દેખાય છે. વેદના પ્રાચીન ઋષિઓએ પ્રભુના સમગ્ર સ્વરૂપનું નિરૂપણ કરતાં એનાં બે સ્વરૂપો સ્વીકાર્યાં છે. એક સ્વરૂપ અનિર્વચનીય છે અને તે 'નેતિ નેતિ' એવા નિષેધાત્મક શબ્દોથી નિરૂપાય છે. આ પરમાત્માનું નિર્ગુણ સ્વરૂપ છે અર્થાત્ વિશ્વની પાર રહેલું 'પર' (Transcendental) સ્વરૂપ છે. બીજું સ્વરૂપ વિશ્વના અને મનુષ્યના અન્તરાત્મા રૂપે રહેલું

'આન્તર' (Immanent) સ્વરૂપ છે. પરમાત્માનું પહેલું સ્વરૂપ મનુષ્યના પ્રત્યક્ષ અનુભવમાં આવી શકતું નથી પરંતુ એનું બીજું સ્વરૂપ વિશ્વમાં અને મનુષ્યના અન્તરમાં રહી બંનેનું નિયમન કરે છે અને અનેક વિભૂતિઓ રૂપે વિશ્વમાં અને 'શાન્ત ન્હાનકડા અવાજ' રૂપે મનુષ્યઆત્મામાં–જીવાત્મામાં પ્રકટ થાય છે.

હવે પરમાત્મા શું? જીવાત્મા શું? આ વિશ્વ શું? એ ત્રણેનો અન્યોન્ય સંબન્ધ શો? જીવાત્માને પરમાત્માનો સાક્ષાત્કાર શી રીતે થાય? ઇત્યાદિ અનેક ગંભીર અને ગૂઢ વિચારો પ્રત્યેક ધર્મના સર્વસાધારણ પ્રશ્નો છે. જગતની સર્વ વસ્તુઓ ક્ષણિક અને નાશવન્ત છે, અર્થાત્ જગત્ મિથ્યા છે એ અસંતોષમાંથી ધર્મની ઉત્પત્તિ થઈ છે. ધર્મનું મૂળ એક અખંડ અને અવિનાશી તત્ત્વ પરમાત્મા છે અને એનું શ્રવણ મનન નિદિધ્યાસન અને સાક્ષાત્કાર એ જ આ જનસમાજને ધારણ કરી રાખે છે.

ધર્મ એ એકતાસ્થાપક મહાન તત્ત્વ છે. અનેકતાના જગત્માં એ એકતા જુવે છે અને એકતા સાધે છે. જગત્ના વિવિધ ભેદોમાં એ અભેદ જુવે છે અને તદનુસાર આચારની પ્રેરણા કરે છે. પ્રભુ એક છે અને સત્ય એક અને અખંડ છે એ ધર્મની દૃષ્ટિ છે. જગત્ના આદિકાળથી તે આજ સુધી ધર્મને લીધે પૃથ્વીની આકૃતિ અને માનવજીવન કેટલું બદલાઈ ગયું છે તે પૃથ્વીના અને માનવજાતિના ઇતિહાસ દ્વારા આપણને જણાય છે. ધર્મે જ મનુષ્યજાતિના છૂટા-છવાયા ટૂકડાઓને સાંધ્યા છે અને અનેક રખડતી ટોળીઓને એકત્ર કરી એમાંથી મહાન પ્રજાઓ બનાવી છે. ધર્મેજ

કૌટુમ્બિક સ્નેહના સંબન્ધો બાંધ્યા છે, સમાજરચના સાધી છે અને રાજ્યતન્ત્ર વિસ્તાર્યું છે. ધર્મે જ વહેમ અને જડતારૂપી ઘોર અન્ધકારમાંથી ધીમે ધીમે પ્રકાશ ફેલાવ્યો છે અને જગતની સર્વ પ્રજાઓને પ્રભુએ એકજ સત્ત્વમાંથી બનાવી છે એ પરમ સત્યનું ભાન કરાવ્યું છે. એટલુંજ નહિ પરંતુ જગતમાં પ્રવર્તતા જુદા જુદા ધર્મોને અને સમાજના ઊંચાનીચા અસંખ્યથરોને અને વિવિધ સંસ્કૃતિઓને પણ ધર્મેજ એકતાના સૂત્રમાં પરોવીને પવિત્ર બનાવ્યા છે.

આપણી પૃથ્વી ઉપર વિવિધ ધર્મો પ્રવર્તે છે. સહુનું ગન્તવ્યસ્થાન પરમાત્મા છે; સહુનું અંતિમ ધ્યેય પરમશાન્તિ અને આનંદ છે. આ સર્વ ધર્મો વિભક્ત નથી પરંતુ એક અખંડ ધર્મના વિભાગો છે. હિન્દુધર્મ, ઇસ્લામધર્મ, યાહુદીધર્મ, ખ્રિસ્તીધર્મ વગેરે વિવિધ ધર્મો, એજ, મનુષ્યજાતિની સાચી કેળવણી છે. મનુષ્યઆત્મામાં જે ઊંડા પ્રશ્નો ઊઠે છે એનું સમાધાન પણ આ ધર્મો જ કરી શકે છે. મનુષ્યને એના અધિકાર અને એની જિજ્ઞાસાના પ્રમાણમાં ધર્મમાંથી ખુલાસાઓ મળે છે અને એની ધર્મવૃત્તિ સંતોષાય છે. જંગલી મનુષ્યમાં કે સુધરેલા મનુષ્યમાં, વહેમ અને જડતાથી ઘેરાએલા અજ્ઞાની મનુષ્યમાં કે એક મહર્ષિમાં, જેમાં જેવી ધર્મબુદ્ધિ હોય તેવો તેને ધર્મમાંથી પ્રકાશ મળી રહે છે. પ્રભુને સર્વ મનુષ્યો સમાન છે. એમાં જ્ઞાની અજ્ઞાની, આસ્તિક, નાસ્તિક સર્વનો સમાવેશ થાય છે. સહુને પોતાની નજીક આવતા એ નિહાળે છે. કોઈ ટૂંકે રસ્તેથી એની તરફ જાય છે, તો કોઈ લાંબે રસ્તેથી. પ્રભુની દયા અને પ્રેમ સહુના ઉપર છે.

જેમ ઇતિહાસ દ્વારા પ્રભુનાં દર્શન થાય છે તેમ પ્રકૃતિના સૂક્ષ્મ નિરીક્ષણ દ્વારા અને એમાં પ્રકટ થતા પ્રભુના નિયમો દ્વારા પણ પ્રભુનું સ્વરૂપ સમજાય છે. પ્રભુના રાજ્યમાં સર્વત્ર નિયમ, સંયમ અને વ્યવસ્થા છે. એનાં અનન્તકોટિ બ્રહ્માંડોમાં મેળ છે. ક્યાંઈએ 'અંધેરી નગરી' નથી પરંતુ સર્વસ્થળે અચળ દૃઢ અને શાશ્વત નિયમનું સામ્રાજ્ય પ્રવર્તે-છે. એક સૂક્ષ્મમાં સૂક્ષ્મ જન્તુ તેમજ વિશાળ વિશ્વ એ સર્વની સરખી સંભાળ પ્રભુ લે છે. રાત્રિ અને દિવસ, સૂર્યોદય અને સૂર્યાસ્ત, ભરતી અને ઓટ, ઋતુઓનું પરિવર્તન, ગ્રહો અને તારાઓની ગતિ, વરાળ અને વિદ્યુતનાં બળો વગેરે પ્રકૃતિનાં અનંત સ્વરૂપોમાં પરમાત્મા અદ્દ્ભુત નિયમિતતાથી પોતાનું કાર્ય કરે છે. આપણી આસપાસ પથરાએલા વિશાળ બાહ્યજગતમાં એણે જે વ્યવસ્થિત રચના કરી છે એમાં ક્યાંઇએ એ વચ્ચે પડતો નથી, કે એમાં સહેજપણ ફેરફાર કરતો નથી. યુગે યુગે અનેક નવા નવા ભૌતિક નિયમોની શોધો મનુષ્યબુદ્ધિ કરે છે અને એ દ્વારા આ વિશ્વમાં પરમાત્મા વિશેષ ઉદાહરણ રૂપે પ્રકટ થાય છે. વસ્તુતઃ સૂક્ષ્મ નિયમનું અન્તર્યામીત્વ અને એ દ્વારા પરમાત્માનું પ્રાકટ્ય ધર્મ અને વિજ્ઞાન ઉભય વચ્ચે એકતા પ્રતિપાદન કરે છે.

જેમ પ્રકૃતિમાં નિયમનું શાસન પ્રવર્તે છે તેમ મનુષ્ય-માત્રના અન્તરમાં નીતિનિયમ પ્રવર્તે છે. આ નીતિનિયમ મનુષ્યની મનગમતી વૃત્તિ ( Inclination ) નથી પરંતુ એના અન્તરનો અવાજ છે. આ અન્તર્નાદ એ પ્રભુનો અવાજ છે અને એનું સંવેદન છે અને કર્તવ્યનું ભાન એમાંથી ઉત્પન્ન થાય છે. આ કર્તવ્યનો નિયમ પ્રકૃતિના અચલ

નિયમો જેટલાજ દૃઢ અને આજ્ઞાકારક છે. એમાં જ્ઞાન ભક્તિ અને કર્મની ત્રિવેણી કોઈ અદ્ભુત યોગથી વહે છે અને મનુષ્યજીવનને ઉજ્જ્વળ અને ઉન્નત બનાવે છે. નિષ્કામ વૃત્તિથી, પ્રભુને ખાતર કર્તવ્ય કરતાં કરતાં, મનુષ્ય પ્રભુનો સાક્ષાત્કાર કરે છે અને અંતિમ સિદ્ધિ પ્રાપ્ત કરે છે.

કેટલીકવાર અનેક વિરોધો અને વિષમતાઓ વચ્ચે મનુષ્યને કર્તવ્યનો નિર્ણય કરવો પડે છે. આવા વિકટ પ્રસંગે મનના સ્વાભાવિક વલણને પ્રભુની પ્રેરણાથી ઉત્પન્ન થએલા અવાજ રૂપે માનવા નીતિમાન્ મનુષ્ય પણ લલચાય છે; પરંતુ સાચો ધર્માત્મા તો પ્રભુની ઇચ્છામાં પોતાની ઇચ્છાને આનંદથી ભેળવે છે અને કર્તવ્યનિર્ણય કરે છે. મહાભારતમાં 'યુધિષ્ઠિરના અસત્યકથન'ના પ્રસંગમાં અર્જુને આરમ્ભથીજ શ્રીકૃષ્ણ ભગવાનને અસત્ય વદવાની ચોકખી ના પાડી. પરંતુ 'જયમાં આસક્ત થયેલા' યુધિષ્ઠિરે મનની વૃત્તિને— વિજયની ઇચ્છાને અન્તરાત્માના પવિત્ર અવાજ રૂપે માની અને અસત્ય બોલી ગયા. 'જ્યાં ધર્મ ત્યાં વિજય છે' એ જીવન-મન્ત્ર પોતાના સખા અને સારથિ કૃષ્ણ પરમાત્માની કૃપાથી અર્જુને જ જીવનમાં ઊતાર્યો હતો.

આ નીતિનિયમ પ્રકૃતિથી પર છે અને એનું મૂળ પર-માત્મા છે. મનુષ્યના અન્તરમાં રહેલો સંપૂર્ણતાનો આ આદર્શ છે. દુઃખ શોક અને મૃત્યુથી ભરેલા અપૂર્ણ જગતને સંપૂર્ણ કરવા અર્થે અનેક પુરુષોત્તમોને એ પ્રેરણા કરે છે અને એ મહાપુરુષો સર્વસ્વનો ત્યાગ કરી એને અનુસરે છે. એને અનુસરવા અર્થે ગૌતમ બુધ્ધે રાજપાટ સ્ત્રી પુત્ર સર્વને છોડયા અને પેલી 'શ્યામરાત્રિએ' 'મહાભિનિષ્ક્રમણ' કર્યું;

એનો સત્કાર કરતા સૉક્રેટીસે ઝેરનો પ્યાલો પીવાનું પસંદ કર્યું; ક્રાઈસ્ટે શૂળીની વેદના સ્વીકારી અને જૉન ઑફ આર્ક ક્રૂસ તરફ દૃષ્ટિ ઠરાવી પોતાની કાયાને ભડભડ બળવા દીધી.

આ સનાતન નિયમ દ્વારા પ્રભુ પોતેજ મનુષ્યના અન્તરમાં અને બાહ્ય વિશ્વમાં પ્રકટ થઈ અનંત પ્રકારે કાર્ય કરી રહ્યો છે અને અપૂર્ણતામાંથી પૂર્ણતા તરફ સર્વને દોરી રહ્યો છે.

પ્રત્યેક ધર્મનાં શાસ્ત્રોમાં પરમાત્માને સત્ય, પ્રેમ, દયા, ન્યાય વગેરે અનન્ત કલ્યાણ ગુણોના નિધાન તરીકે વર્ણવવામાં આવ્યો છે. આ દિવ્ય ગુણો રામ, કૃષ્ણ, બુદ્ધ ક્રાઇસ્ટ આદિ અવતારી મહાપુરુષોએ પોતાના જીવનમાં ઊતારી જગતનું અનેક રીતે કલ્યાણ કર્યું છે. આ અવતારી વિભૂતિઓએ ધર્મની ગ્લાનિ અટકાવી એનું પુનઃસ્થાપન કર્યું છે, ધર્મના બાહ્યસ્વરૂપને બદલે,—એના ક્રિયાકાંડની અસંખ્ય જાળોને સ્થાને, પરમાત્માના સત્ય જ્ઞાનને,—એના અન્તસ્તત્ત્વને, હૃદયમાં ઊતારી જનસમાજમાં ફેલાવ્યું છે અને બાહ્ય સત્તા અને અન્ધ અદષ્ટની માન્યતાને ઠેકાણે સત્યધર્મના વિચારોને સ્થાપિત કર્યા છે. આ મહાપુરુષોએ જીવનનું નવચિન્તન કરી જૂની માન્યતાઓમાં સત્યનો નવો પ્રકાશ નાંખ્યોછે, જૂનાં વચનોમાં નવા અર્થો જોયા છે, અને નવા જૂનાનો સમન્વય સાધ્યો છે. જગતની ધાર્મિકવૃત્તિને જાગૃત રાખનાર આ ધર્માત્માઓ જ છે.

જે જે પ્રભુને ઓળખવા માંડે છે તે તે પ્રભુના ગુણોને પોતાના જીવનમાં ઊતારવા પ્રેરાય છે. અન્તરનો ધાર્મિક અનુભવ વ્યવહારની કસોટીએ ચઢવાથી વિશેષ દૃઢ થાય છે.

સાચા ધાર્મિક આત્માનું સત્યનું દર્શન માત્ર આધ્યાત્મિક અનુભવ તરીકે રહીને અટકતું નથી પરંતુ જગતના વ્યવહારના અન્તરમાં પ્રવેશ પામે છે. પરમાર્થને વ્યવહાર સાથે જોડીને મનુષ્ય રોજરોજનાં વિવિધ કાર્યોમાં પ્રભુને ઓળખે છે.

આમ ધર્મનો પરમ વિષય પરમાત્મા છે અને પરમાત્મા સંબંધી અનેક સત્યોને પોતાના જીવનમાં વણી લેવાથી જ મનુષ્ય એનું સત્ય સ્વરૂપ સમજે છે અને દિવ્ય-દર્શન પામે છે. આ સાક્ષાત્કાર અર્થે પ્રભુના ગુણો જે શાસ્ત્રોમાં વર્ણવવામાં આવ્યા છે તે મનુષ્યે પોતાના અન્તરમાં ઊતારવા જોઈએ. પરમાત્માના સત્ય, સુન્દર અને મંગલ ગુણોની મૂર્તિ જે ઋષિવરોએ પોતાના અંતરાત્મામાં અને વિશ્વના અગણિત પદાર્થોમાં પરમ તત્ત્વ રૂપે નિહાળી છે તેનું સ્વરૂપ આપણા હૃદયમાં આપણે કોતરવું જોઈએ. આ સાક્ષાત્કારનું સમગ્રરૂપ 'આ બધુ બ્રહ્મ છે. (सर्वं खल्विदंब्रह्म) 'હું બ્રહ્મ છું,' (अहंब्रह्मास्मि) 'તુ તે છે' (तत्त्वमसि) વગેરે આપણા વેદાંતનાં મહાવાકયોમાં વર્ણવેલું છે. આ પરમ જીવનનો સાક્ષાત્કાર એ જ પરમ-સિદ્ધિ, એજ પરમ શાન્તિ અને એજ મોક્ષ.

ધર્મ સંબન્ધી સંક્ષેપમાં આટલું વિચાર્યા પછી સંસ્કૃતિ સંબન્ધી થોડુંક ચિન્તન કરીએ.

૨

ઉપર જણાવેલા પરમજીવનને અનુકૂળ થવા માટે મનુષ્યજાતિએ આજસુધી જે જે શુભ પ્રયત્નો કર્યા છે અને જેથી મનુષ્યમાત્રને લાભ થયો છે તે સર્વને આપણે સંસ્કૃતિની શકિતઓ તરીકે સમજીએ છીએ.

જો આપણે સારા વિચારો કરીએ, સારી લાગણીઓ અનુભવીએ અને સારા કાર્યો કરીએ તો સસ્કૃતિને આપણે સારી દિશામા વાળી શકીએ આ સાગ વલણથી સત્યનિષ્ઠા, સુન્દરતા, પવિત્રતા, પ્રેમ, દયા, વગેરે સારા ગુણો ઉત્પન્ન થાય છે અને આ સારા ગુણોથી સુન્દર વાતાવરણ રચાય છે આ શુભ વાતાવરણ રચવામા આપણે સર્વે પોતપોતાને નિયત થએલુ કામ સહુનુ કલ્યાણ થાય એવા સર્વભાવથી કરીએ તો સહુને લાભ થાય સહુ સન્માર્ગે વળે અને સહુને સુખ મળી શકે

ત્યારે આવી સુભગ સ્થિતિ સિદ્ધ કરવામા અન્તરાય કયા આવે છે? સસ્કૃતિને ઉત્પન્ન કરવામા મનુષ્યની પ્રકૃતિ (Nature) વચ્ચે આવે છે પ્રકૃતિ એ આસુરી શક્તિ છે અને સસ્કૃતિ એ દૈવીશક્તિ છે એ ઉપનિષદ્‌નુ વચન છે. મનુષ્યના અન્તરમા આસુરી અને દૈવીશક્તિઓ વચ્ચે સતત યુદ્ધ ચાલ્યા કરે છે પ્રકૃતિને અનુસરવુ એ અસુરને અનુસરવા જેવુ છે જે મનુષ્યને આન્તર સવેદન થયુ નથી અને કેવળ જગલી દશામા—પ્રાકૃતિક અવસ્થામા—છે તે પોતાના સ્વાર્થને માટે અર્થાત્ પોતાનુ કે પોતાના કુટુમ્બનુ રક્ષણ કરવાની સ્વાભાવિક વૃત્તિથી સર્વ કાર્ય કરવાને પ્રેરાય છે જીવન-કલહમા એટલો બધો એ ઓતપ્રોત છે કે શરીરના નિભાવ ઉપરાત બીજી કોઈપણ ઊચી પ્રવૃત્તિ ભાગ્યેજ એ કરી શકે છે એની નજર તાત્કાલિક લાભ ઉપર ચોટેલી છે અને એ દેખીતો લાભ લેવાને હમેશા લલચાય છે એ ભાવિમા લાબી નજર નાખતો નથી અને કોઈ સૂક્ષ્મ અને ચિરસ્થાયી લાભને સમજતો નથી એની પાસે પદાર્થના મૂલ્યો નથી

એની પાસે વસ્તુનું ખરાપણું કે ઊંચાપણું માપવાનો ગજ નથી એના નિર્ણયો સ્વાભાવિક વલણને અનુસરીને હોય છે એની માન્યતાઓ જડ રૂઢી ઉપર બંધાએલી છે એનું જીવન અજ્ઞાન વહેમ અને વૃત્તિઓના વેગથી વીંટાએનું છે એના જીવનમા જીવતા જાગતા શત્રુઓ કામ અને ક્રોધ છે એ સર્વત્ર ભય અને દુ ખ દેખે છે એનું સુખ ઇન્દ્રિયોના વિષયોથી ઉત્પન્ન થતુ સુખ છ સાચા સુખનું એને સ્વપ્ન પણ નથી બાહ્ય સુખની સિદ્ધિ એ એના આનંદની અવધિ છે

પરંતુ જે ક્ષણે આ જગતી મનુષ્યને અન્તરમાથી જ્ઞાન આવે છે તે જ ક્ષણે એ પ્રકૃતિ ઉપર વિજય મેળવવા માડે છે, કારણકે જ્ઞાન એ પ્રકૃતિને અધીન નથી પરંતુ પ્રકૃતિની બહારના પરમ તત્ત્વમાથી ઉત્પન્ન થાય છે જ્ઞાન એજ પ્રત્યેક પદાર્થનું સાચુ સ્વરૂપ છે આજ સુધી જે જગતી માણસ મનને સુધારવા માટે પ્રેરાતો નહોતો પરંતુ શરીરરક્ષા અર્થેજ પ્રવૃત્ત થતો હતો તે હવે પોતાની જગતી જાતિના રિવાજો અને રૂઢ માન્યતાઓની જ્ઞાનપૂર્વક તુલના કરવા માડે છે જેમ જેમ જ્ઞાનના કિરણો પડતા જાય છે તેમ તેમ એનો આસુરી સ્વભાવ ઓછો થતો જાય છે અર્થાત્ એના પ્રકૃતિના ગુણોમા ફેરફાર થતો જાયછે એ દૈત્ય મટી હવે દેવ બને છે પ્રાકૃત મનુષ્ય મટી એ નૈતિક મનુષ્ય થાય છે એના પ્રથમના મૂલ્યોમા પરિવર્તન થાય છે હવે વસ્તુના ખરા મૂલ્યો એ સમજવા માડે છે હવે જ્ઞાનનું તત્ત્વ કહે તે માર્ગ એ ગ્રહણ કરે છે હવે એ ક્ષણિક અને તાત્કાલિક લાભની વસ્તુ છોડી પરમ લાભની વસ્તુ તરફ

ચિત્ત ચોંટાડે છે હવે એના અન્તરમાં 'કર્તવ્યનો શાન્ત ન્હાનકડો અવાજ' સંભળાય છે અને દિવ્ય બળો ઉત્પન્ન થાય છે હવે એ સંસ્કૃતિ તરફ પ્રેરાય છે

આ જંગલી મનુષ્ય જ્યાંસુધી સંસ્કારી નહોતો થયો ત્યાંસુધી એ વ્યક્તિના સ્વાર્થમય દૃષ્ટિબિન્દુથી પ્રત્યેક ક્રિયા કરતો પરંતુ જે ક્ષણે એના અન્તરમાંથી જ્ઞાનનો પ્રકાશ પડ્યો અર્થાત્ એને કર્તવ્યભાન થયું તે ક્ષણથી જ એ પોતાની જંગની જાતિના કલ્યાણના વિચારો કરતો થયો અને બીજાના સુખ માટે પ્રવૃત્ત થયો સંસ્કૃતિના સર્જનમાં કર્તવ્યનો નીતિનિયમ કેન્દ્રસ્થાને છે એના અનુસરણ સિવાય સંસ્કૃતિનું અસ્તિત્વ અશક્ય છે આ નીતિનિયમ મનુષ્યમાત્ર 'ને આજ્ઞાકારક છે જગતનું તન્ત્ર ચલાવવા માટે અને એના કલ્યાણ અર્થે સહુએ કર્તવ્યપરાયણ રહેવું જોઈએ એવી પ્રભુની આજ્ઞા છે જગતના ઉત્તમ પુરુષો કર્તવ્ય નિષ્ઠ રહ્યા છે એ આપણો ઇતિહાસનો અનુભવ છે વળી 'પ્રભુ પોતે જેને ત્રણે લોકમાં કાઈજ કર્તવ્ય નથી, કાઈજ પ્રાપ્તવ્ય નથી' તે પણ પોતાની રચેલી સૃષ્ટિ ચલાવવામાં નિરંતર પ્રવૃત્ત રહે છે જો પરમાત્મા અને જગતના શ્રેષ્ઠ પુરુષો કાર્યશૂન્ય કે કર્તવ્યશૂન્ય રહે તો એમનું અનુકરણ કરીને સામાન્યજનો આળસ અને પ્રમાદમાં પડ્યા રહે અને સર્વત્ર અવ્યવસ્થા થાય અને જગતની સંસ્કૃતિ જગતનો વિકાસ એકદમ અટકી પડે તેથી જ જગતના કલ્યાણ અર્થે પરમાત્મા અને પુરુષોત્તમો કર્તવ્યપરાયણ રહ્યા છે

આ નીતિનિયમ એ 'કામધેનુ' છે કદાચ આ જન્મે નહિ તો જન્માન્તરે પણ એની સાથે સુખ અવશ્ય

જોડાએલુ છે એને લીધેજ મનુષ્ય આ જગતમા આગળ ચઢી શકે છે એના અનુસરણથી એ આનદ અને સુખ અનુભવે છે આ સુખ એ પાપ નથી પરતુ એ કર્તવ્યનુ ફળ હોઈને એનો ઉપભોગ મનુષ્ય કરી શકે છે કર્તવ્યને અતે પરિણમતુ સુખ સસ્કૃતિનુ પોષક તત્ત્વ છે.

આ સસ્કૃતિ એ જગતનુ તારક તત્ત્વ છે એમા રહેલુ સુખ એ જગની અવસ્થામા અનુભવાતુ માત્ર ઇન્દ્રિયોનુ સુખ નથી પરતુ બુદ્ધિની અનત લીલાનો એ સૂક્ષ્મ આનદ છે અને હૃદયની ઊડી સ્મવૃત્તિઓનો પરમ સતોષ છે આ આનદતત્ત્વ એ જગતનુ પ્રેરક તત્ત્વ પણ છે એની સર્જકતા અમાપ છે આ જડ કર્મના જગતની પાછળ, આ ઇન્દ્રિયોના અને ઉપયોગિતાના જગતની પાછળ જ, વિચારો અને ઊર્મિઓનુ અભિનવ જગત રહેલુ છે તેનુ દર્શન કરાવનાર આ આનદતત્ત્વ છે એ અનત જગતોનો મનુષ્યને પરિચય કરાવે છે અને એના અસખ્ય સ્વરૂપોમા અન્તર્ગત કોઈ સૂક્ષ્મ સુખનો મનુષ્યને સાક્ષાત્કાર થાય છે સત્ય, સૌન્દર્ય અને સાધુતાની ભાવનાઓ એના વિવિધ આકારોમા કર્તવ્ય અને એના આનુષગિક આનદમાથી ઉત્પન્ન થાય છે અને જગતને અનેક રીતે સસ્કારી એને સમૃદ્ધ બનાવે છે ધર્મ નીતિ, સાહિત્ય, કલા, સામ્રાજ્ય, લોકશાસન ઇત્યાદિ સસ્કૃતિના શુભ પરિણામો પણ એ નૈતિક નિયમને અનુસરીને જ ઉત્પન્ન થયા છે

પરતુ જગતનો ઇતિહાસ જોતા, પ્રકૃતિ ઉપર સસ્કૃતિનો વિજય વિશેષ પ્રમાણમા જણાતો નથી હજી જગતના અનેક ખડો જગની અવસ્થામા પડયા છે, હજી અસખ્ય

મનુષ્યો પરાધીનતામા પીડાય છે, હજી કેટલાએ ધર્મોમા બાઝેના વહેમ અને જડતાના જાળા સ્વચ્છ થયા નથી, હજી નીતિના નિયમોમા જીર્ણ થએલી માન્યતાઓ અન્તરના અવાજને અવગણે છે, હજી સાહિત્ય અને કલાની કૃતિઓમા સનાતન તત્ત્વોનો સમકાલીન અંશો સાથે કોઈ અપૂર્વ સમન્વય તરવરતો નથી, હજી સામ્રાજ્યમા સ્વાર્થ અને જુલ્મ નો દૈત્ય હણાયો નથી અને હજી લોકશાસનને લોકસ ગ્રહની સર્વોત્તમ ભાવના સમુજ્જ્વલ કરી શકી નથી પ્રાણી જગતમા જે વિકાસ માલમ પડે છે તે કરતા ખાસ અધિક વિકાસ મનુષ્યમા જણાતો નથી કેટલાક મહાન સુગન્ધો જે જગતનુ સ્વરૂપ બદલી નાખવાની તૈયારીમા જણાય છે તે જોતજોતામા ચાલી જાય છે અને જગતનો વિકાસ એકાએક અટકી જાય છે પ્રાચીન કાળમા જે દેશોએ ઊચી સસ્કૃતિ જમાવી હતી તેઓ ઇતિહાસના વહેણમા પાછા હઠ્યા હોય તેમ દેખાય છે જગતમા વિકાસ કરતા સ્થિરતા વિશેષ જણાય છે, પ્રાચીન કરતા નવીન પ્રમાણમા અ પ દેખાય છે મ કે નવીન એ પ્રાચીનના રૂપાન્તર રૂપેજ માલમ પડે છે જગતની સાચી પ્રગતિના સમયો કેટલા થોડા છે ! કેટલા વિરલ છે ! અભિનવ વસન્તનુ આગમન કેટલુ અલ્પ કાલિક છે ! કેટલુ ચચલ છે ! વસન્તની સમૃદ્ધિ અને મનોહરતા માનવજીવનના ઇતિહાસમા વીજળીના ચમકારાની પેઠે દેખાય છે અને ફરી પાછી અદૃશ્ય થાય છે જગતના કલ્યાણકર્તાઓની અસર પણ વિરુદ્ધ બળો ઉપર કેટલી ઓછી ! કેટલી ક્ષણિક ! પ્રકૃતિનુ સામર્થ્ય કેટલુ પ્રચ- છે !

તથાપિ માનવજાતિએ એવા યુગો પણ જોયા છે કે જેમા

માનવહૃદયના રસાતલમાંથી અનેક અમીઝરણાં ફૂટયાં છે અને જગતના અસંખ્ય ભાગોને સંપ્લાવિત કર્યાં છે. કેટલાક પ્રાચીન અને મધ્યકાલીન યુગોમાં મનુષ્યજીવન ઉપર નવીન પ્રકાશ પડયો છે અને ધર્મ, નીતિ, રાજકારણ, સાહિત્ય, કલા, ઈત્યાદિ પ્રદેશોમાં મહાન સત્યો દૃષ્ટિગોચર થયાં છે અને પાછળની પ્રજાને વારસામાં મળ્યાં છે. સામાન્ય રીતે જગતનો વિકાસ ક્રમિક માલમ પડતો નથી પણ ઘણીવાર એકાએક થએલો જણાય છે. અખિલ માનવજાતિ આગળ વધે તોજ જગતનો વિકાસ થઈ શકે છે એમ પણ ઇતિહાસમાં જણાતું નથી. મુઠ્ઠીભર મહાન વ્યક્તિઓના અસાધારણ જીવનની અસરથી અને થોડાક મનુષ્યો અને, બેચાર પ્રજાઓના પ્રયાસથી માનવજાતિને સર્વસાધારણ લાભ થયો છે એ ઇતિહાસનું એક આગળ તરી આવતુ સત્ય છે. જો **રામ, કૃષ્ણ, બુદ્ધ, ક્રાઈસ્ટ, ઝરથુસ્ત, મહંમદ** વગેરે મહાપુરુષો આ ભૂમંડળ ઉપર અવતર્યા ન હોત અને ભારતવર્ષના ઋષિમુનિઓ અને ગ્રીસદેશના તત્ત્વજ્ઞાનીઓ જગતમાં જન્મ્યા નહોત તો આજ મનુષ્યજાતિની અવસ્થા—એનાં બુદ્ધિ અને હૃદયની સ્થિતિ—કેટલી પામર હોત! આજ ધર્મ અને સંસ્કૃતિ કેટલી હીન દશામાં હોત! પરંતુ પ્રભુની દૃષ્ટિ માનવસંસ્કૃતિ ઉપર સર્વકાળે ઠરેલી છે. સંસ્કૃતિના નિયમોના સ્રષ્ટા, દ્રષ્ટા અને પાલક પ્રભુ પોતે જ છે. **સર્વના હિતમાં નિરંતર પ્રવૃત્તિ એ જ સંસ્કૃતિને ઊંચે લઈ જનારો પ્રભુએ પ્રવર્તાવેલો સનાતન નિયમ છે.** સંસ્કૃતિના સાચા વિકાસમાં વ્યક્તિનું દૃષ્ટિબિન્દુ સર્વથા મિથ્યા છે, સમષ્ટિનું

કલ્યાણ એજ પરમ કર્તવ્ય મનુષ્યને શિરે રહેલું છે; એ એકજ સાચું દષ્ટિબિન્દુ છે. સંસ્કૃતિના મહાન સર્જકો પોતાના દેશના કે પોતાની જાતિના હિત માટે જ સારી શક્તિઓ સર્જતા નથી પરંતુ સમસ્ત માનવજાતિના કલ્યાણ અર્થે શુભ બળો ઉત્પન્ન કરે છે. અખિલ માનવજાતિની એકતાને અનુલક્ષીને, કેવળ લોકસંગ્રહને અર્થે, એઓ સંસ્કૃતિની શક્તિઓને અસ્તિત્વમાં લાવે છે.

હવે સંસ્કૃતિના મહાન યુગોનું સ્વરૂપ સમજવા માટે જગતના ઇતિહાસ ઉપર થોડીક દષ્ટિ નાંખીએ. સામાન્ય રીતે યુરોપના ઇતિહાસમાં, ગ્રીસનો પેરિકિલસ અને પ્લેટોનો* યુગ, રોમનો ઑગસ્ટન અથવા વર્જિલ યુગ, પંદરમા શતકમાં ઇટલિમાં ઉદ્ભવેલો 'સંજીવન યુગ,' (Renaissance) અને અઢારમી સદીના ફ્રાન્સનો ઉત્થાનકાળ—આ ચાર સમય સંસ્કૃતિના મહાન સમયો લેખાય છે. મૅરેથોનના યુદ્ધ પછી એથેન્સમાં શાન્તિ અને સ્વાસ્થ્યનો યુગ મંડાયો. આ શાન્ત અને સ્વસ્થ વાતાવરણમાં માનવકલ્યાણનાં અનેક શુભ અને સુન્દર કાર્યો અસ્તિત્વમાં આવ્યાં. મહાન રાજ્યતન્ત્રી પેરિકિલસના ત્રીસ વર્ષના અમલ દરમિયાન એથેન્સની સંસ્કૃતિ ગિરિશૃંગે પહોંચી. એના નગરજનોમાં સંપૂર્ણ સમાનતા હતી. એના લોકજીવનમાં સ્થિરતા, સ્વતન્ત્રતા અને સ્વમાન સ્પષ્ટ તરવરતાં હતાં. યુદ્ધમાં મેળવેલું દ્રવ્ય નગરને શણગારવામાં ખર્ચાયું. નગરરચના અને વેપારમાં સામાન્ય જનતા તલ્લીન બની. ઇટલિથી કાળાસમુદ્ર પર્યંત એથેન્સે સંસ્થાનો જમાવ્યાં અને છેક દરિયાપારના પ્રદેશો સુધી વેપાર વિસ્તાર્યો.

પેરિક્લિસની પરમ સહિષ્ણુતા અને ઉદારતાની અપૂર્વ છાપ લોકો ઉપર પડી. એસ્પેશિયા નામની એક સંસ્કારી યુવતીની સહાયતાથી બુદ્ધિ અને હૃદયના અસાધારણ ગુણોવાળી કેટલીક મહાન વ્યક્તિઓનો સત્સમાગમ એ સાધી શક્યો અને અભિનવ એથેન્સનો નિર્માતા બન્યો. એના સમયમા સાહિત્ય, સગીત શિલ્પ, સ્થાપત્ય અને અનેક લલિતકલાઓમા ગ્રીસની કીર્તિ દેશપરદેશ વિસ્તાર પામી સૌન્દર્યની મધુર ભાવના પ્રજાજીવનમા વ્યાપક બનવા માડી આન્તર સવેદન અને ચિન્તન યુગના પ્રધાન લક્ષણો બન્યા બુદ્ધિની ઉત્તમતા અને ઊચી રસવૃત્તિ સવિશેષ આદર પામ્યા ઐહિક જીવનની વિવિધ પ્રવૃત્તિઓમા અપાર રસનો સાક્ષાત્કાર થયો. માનવતાના વિવિધ સ્વરૂપોમા મનોહરતા મૂર્તિમન્ત થઈ જીવનના ઉલ્લાસની સાથે સસ્કારી સયમનો સુભગ સમન્વય થયો. સત્ય, સૌન્દર્ય અને સાધુતાની ભાવનાઓ લોકહૃદયમા જાગૃત થઈ આધ્યાત્મિક સમૃદ્ધિની સાથે જીવનની સાદાઈ દષ્ટિગોચર થઈ આકાશ અને પૃથ્વી ઉપરના સર્વ પ્રશ્નો ચર્ચા માટે ખુલ્લા થયા યુગપ્રવર્તક ઉત્તમ સાહિત્યકારો ઉત્પન્ન થયા અને જ્ઞાનનુ ભવ્ય અને સુન્દર વાતાવરણ સ્થાતુ ગયુ સોફોક્લિસ, યુરિપિડિસ અને યુરિપિડિસ જેવા સમર્થ નાટકકારો થયા સોક્રેટિસ અને પ્લેટો જેવા મહાન તત્ત્વચિન્તકો થયા હિરોડોટસ અને થ્યુસિડિડિસ જેવા સુપ્રસિદ્ધ ઇતિહાસકારો થયા, અને એથેન્સ એ ‘સસ્કારી જગતની પાઠશાળા’ તરીકે પ્રસિદ્ધિ પામ્યુ

આ સસ્કારસપન્ન મહાયુગનુ મુખ્ય લક્ષણ એની પરમ સહિષ્ણુતા છે. આ સહનતાનો ગુણ એ સંસ્કૃતિનુ

સર્વોત્તમ ચિહ્ન છે. સાચો સંસ્કારી મનુષ્ય સંપૂર્ણ સહનશીલ બને છે. માનવસમાજની કે કોઈ વિશિષ્ટ વ્યક્તિની કેટલીક વિચિત્રતાઓ પોતાને ગમે કે ન ગમે પરંતુ લેશ પણ દ્વેષ કે તિરસ્કાર વગર એ ઉદારતાથી નિભાવી લે છે. જ્યાંસુધી અન્યના જીવનને હાનિકારક ન થાય ત્યાં સુધી સહુને પોતપોતાની માન્યતા અનુસાર સ્વતન્ત્ર જીવન જીવવાની સંપૂર્ણ છૂટ હોવી જોઈએ એમ એ સ્પષ્ટરીતે માને છે. પોતે માને તેજ સાચું અથવા પોતાને ગમે તેજ સારું એ પ્રાકૃત દૃષ્ટિને એ અવગણે છે. સહુના આત્માને સમાજમાં પ્રકટ થવાનું સ્વાતન્ત્ર્ય મળે તો જ જનસમાજનું જીવન મન્દ અને દરિદ્ર મટી વિકાસ પામી શકે છે એવો એનો પાકો વિશ્વાસ છે. કેવળ જ્ઞાનને એ નિર્ણયાત્મક તત્ત્વ તરીકે સ્વીકારે છે. જ્યારે નિર્મળ બુદ્ધિથી એને એમ જણાય છે કે પોતાની જાતને પ્રકટ કરવા જતાં મનુષ્ય સાધુત્વનો વિનાશ કરે છે ત્યારેજ એવા મનુષ્યની પ્રવૃત્તિમાં વચ્ચે પડવું જોઈએ અને એને અટકાવવી જોઈએ એમ પ્રામાણિકપણે એ માને છે. ખાવા પીવાની પહેરવા ઓઢવાની કે એવી કોઈ અંગત સુગને એ નીતિ તરીકે ગણવાની કદાપિ ભૂલ કરતો નથી. એ પૂર્વગ્રહો (Prejudices)ને સિદ્ધાન્તો (Principles) નું સ્થાન આપતો નથી બલ્કે અસહનતામાત્રનું મૂળ પૂર્વગ્રહ છે એમ યથાર્થ સમજી એ જ્ઞાનને જ જીવનની ઉદંડ દીવાદાંડી તરીકે નિહાળે છે.

પૂર્વોક્ત પ્રકારની સહનતા એ પરમ સંસ્કૃતિનું સર્વોત્તમ અને સૂચક ચિહ્ન છે અને એ ઊંડા સંવેદનમાંથી આવે છે એમ પેરિક્લિસ વગેરે એથેન્સના સંસ્કારી પુરુષો સમ-

જતા હતા. આ સહનતા એ કોઈ પણ પ્રકારની ક્રૂરતાની વિરોધી છે. એથેન્સના રાજ્યતંત્રીઓ મોટે ભાગે ક્રૂરતાને કાયદાથી અટકાવતા અને જ્યારે જ્યારે તેમને ક્રૂરતા કરવી પડતી ત્યારે ત્યારે તેઓને અત્યંત શરમ લાગતી. ક્રૂરતા એ સંસ્કૃતિનું વિનાશક તત્ત્વ છે એ એમના લક્ષ બહાર નહોતું. જગતમાં સાધુતાની ભાવના ઊભી કરવામાં અને એને વિસ્તારવામાં એથેન્સની સંસ્કારમૂર્તિઓએ મહાન ફાળો આપ્યો છે અને જગતના કલ્યાણમાં કિંમતી ઊમેરો કર્યો છે.

બીજો સંસ્કૃતિનો યુગ એ રોમન સંસ્કૃતિનો છસ્વીસનના પહેલા-બીજા સૈકાનો ઑગસ્ટન યુગ છે. રોમની સંસ્કૃતિ મુખ્યત્વે કરીને ગ્રીક સંસ્કૃતિની અનુકૃતિ હતી. એનું સાહિત્ય, શિલ્પ, સ્થાપત્ય, સર્વ, જાણે ગ્રીસની સંસ્કૃતિના પ્રતિધ્વનિ રૂપે હતું. વર્જીલ, હૉરેસ, ઓવિડ અને સિનેકાનો આ યુગ શાન્તિ સ્વાસ્થ્ય અને સાહિત્યના સમુલ્લાસનો સંસ્કારી યુગ હતો.

પરંતુ ઇટલિના આ યુગથી પણ અધિક સંસ્કારી યુગ પંદરમા સૈકાના ફ્લૉરેન્સનો સંજીવનયુગ (Renaissance) હતો. આ યુગ જાણે બીજો પેરિક્લિસ યુગ હતો. પ્રાચીન એથેન્સમાં સત્ય અને સૌન્દર્યની પૂજા સાથે કલા અને ભાવના બંને જોડાયા હતા. મધ્યકાલીન ફ્લૉરેન્સમાં સૌન્દર્યપૂજા વિશેષ પ્રમાણમાં તરી આવતી હતી. ડેન્ટીના ફ્લૉરેન્સમાં 'ઐહિક જીવનમાં અપાર રસ' જણાતો હતો. સૌન્દર્યદેવી જાણે દીર્ઘ કાળની સંયમની બેડીઓ તોડી ઉલ્લાસમાં સર્વત્ર ઘૂમતી હતી. રાફેલ અને માઇકલ એન્જેલોનાં ચિત્રો દ્વારા સુન્દરતા પૃથ્વી ઉપર સંચરતી

અને વિવિધ સ્વરૂપોમાં મૂર્તિમન્ત થતી દેખાતી હતી. લિયોનાર્ડો દ વિન્સીની શિલ્પકલા એ તે સમયના જગતમાં બેનમૂન હતી. કલામાં વાસ્તવિકતા અને વિગત એ તત્કાલીન કલાની અપૂર્વતા હતી. ગ્રીક અને લૅટીન સાહિત્યના સમુદ્ધારનો પણ આ જ સમય હતો. પ્રાચીન ઍથેનિયન યુગની પેઠે આ ઇટાલિયન યુગમાં પણ સહનતા, કોમળતા, મધુરતા અને સંસ્કારિતા, સમાજજીવનમાં સર્વસાધારણ ગુણો તરીકે મૂર્તિમન્ત થયા હતા. જગતને સૌન્દર્યભાન કરાવી એને સંસ્કારવામાં આ મહાયુગને લોકજીવનની સંજીવની તરીકે ઓળખાવવામાં આવે છે એમાં લેશ પણ અતિશયોક્તિ નથી. એના પડઘાઓ ફ્રાન્સ, સ્પેઇન અને ઇંગ્લંડ વગેરે યુરોપના અનેક દેશો સુધી પહોંચ્યા અને રેબેલ, સર્વેન્ટીસ અને શેક્સપિયર આદિ મહાન સાહિત્યકારોના ગ્રન્થોમાં ઊતર્યા. ઇંગ્લંડના એલિઝાબેથન યુગનો ઉત્પાદક અને યુરોપની આખી આકૃતિને ફેરવી નાંખનાર આ સૌન્દર્ય અને સ્વાતન્ત્ર્યનો નવીન યુગ જ હતો.

યુરોપનો ચોથો સંસ્કારી યુગ અઢારમી સદીના ફ્રાન્સનો ઉત્થાનકાળ ગણાય છે. અઢારમી સદીની સાક્ષરતા અને સંસ્કારિતાનો આ મહાયુગ હતો. એમાં સૌન્દર્ય કરતાં સત્યની, અને લાગણી કરતાં બુદ્ધિની વિશેષ મહત્તા સ્થાપવામાં આવી હતી. જે યુગમાં વૉલ્ટેર, રુસો, હ્યુમ અને ગિબન જેવા મહાપુરુષો પ્રકટ થયા તે યુગ સાહિત્ય અને જીવનના ઉત્થાનનો સુવર્ણયુગ હતો. સૂક્ષ્મ વિચારો કરવાની અને જીવનના સૂક્ષ્મ આનન્દો અનુભવવાની આ યુગના સ્ત્રીપુરુષોની શક્તિ અપાર હતી. જ્ઞાન માટે જ્ઞાન

એ નિષ્કામ ભાવના ફ્રાન્સમાં અધિકાઅધિક વિલસતી હતી. અરાઢમા સૈકાના ઉત્તરાર્ધમાં ફ્રાન્સની કેટલીક સ્ત્રીઓ પણ પુરુષો પેઠે અનેક વિષયો ઉપર વિચારો કરતી અને પોતાના શુભ વિચારોનાં સુન્દર પરિણામો નજરોનજર નિહાળતી. આ રસિક સ્ત્રીઓને જ્ઞાનમાત્રનો એટલો ઊંડો શોખ હતો કે રાજનીતિ જેવા શુષ્ક અને અટપટા પ્રદેશને પણ પોતાની રસવૃત્તિ અને સહયોગથી તેમણે મનોરમ બનાવ્યો. અર્થ-શાસ્ત્રીઓ પણ આવી સંસ્કારી સ્ત્રીઓથી સમજાય એવા સ્વરૂપમાં પોતાના સિદ્ધાન્તો રજુ કરતા. આ સ્ત્રીઓને રાજકારણ કે અર્થશાસ્ત્રના સિદ્ધાન્તોમાં સાચો રસ હતો અને એનું વિશાળ જ્ઞાન પણ એમાને હતું. આમ આ યુગની આકર્ષકતા અને મનોહરતા અપૂર્વ હતી. સંસ્કૃતિના સર્જનમાં આ બુદ્ધિપ્રધાન યુગનો ફાળો મહાન છે.

પૂર્વોક્ત યુગચતુષ્ટયનાં ચિત્રોમાં એક સર્વવ્યાપક તત્ત્વ એ તરી આવે છે કે તે તે સમયની સંસ્કારમૂર્તિઓએ જીવનની કલાને વિવિધ કાર્યોમાં ઊતારી જીવન જીવી જાણ્યું હતું અને માણ્યું પણ હતું અને જગતને સંસ્કારનો વારસો આપ્યો હતો. આપણા દેશના બે પ્રાચીન યુગો વૈદિક અને બૌદ્ધ યુગ તરફ નજર કરતાં જણાશે કે આ જીવનકલા એજ સંસ્કૃતિનું પરમ રહસ્ય છે અને એને વ્યાપક કરવા અર્થે ભારતવાસી ઋષિવરોએ મનુષ્યજીવનની અદ્-ભુત વ્યવસ્થા કરી હતી.

"હિન્દના 'અરણ્યસદ' ઋષિમુનિઓએ પ્રાચીન આર્ય સમાજ અર્થે 'હેતુ અને નિયમનપુરઃસર' જીવનની યોજના કરી હતી. મનુષ્યજીવન એ અનંતની શોધ અર્થે

આત્માની યાત્રા હોઈને 'એના પ્રભાત, મધ્યાહ્ન, નમતો પહોર અને સન્ધ્યા' રૂપી ચાર આશ્રમોમાં વિચરી અન્તે મૃત્યુમાં પર્યવસાન પામતું. આ જ્ઞાનવીરોએ પ્રતિભાદષ્ટિથી જીવનને કલા તરીકે કલ્પ્યું અને બ્રહ્મચર્ય, ગાર્હસ્થ્ય, વાનપ્રસ્થ અને પ્રવ્રજ્યા રૂપી ચાર આશ્રમોમાં વ્યવસ્થિત કર્યું. મનુષ્યના ઐહિક જીવનનો પ્રથમ ખંડ વિદ્યોપાર્જનનો સમય હતો, જે દરમિયાન જ્ઞાનપ્રાપ્તિ અર્થે અથાગ શ્રમ-સેવન કરવું પડતું. જીવનનો બીજો ખંડ વિવિધ કર્તવ્ય અને આનંદથી યુક્ત ગૃહસ્થ જીવન હતું. આ કર્મ અને યોગક્ષેમનો સમય હતો. ગાર્હસ્થ્યની ઉચ્ચ પદવી સ્વીકાર્યા છતાં, માનવજીવનના અંતિમ ધ્યેય તરીકે હિન્દે એની ગણના કદાપિ કરી નથી. હિન્દની ભાવના અનુસાર, સર્વશ્રેષ્ઠ પરમાત્માની શોધ અર્થે ગૃહનો પણ ત્યાગ કરવો જોઈએ. મનુષ્યજીવનનો વિકાસ સાધવામાં અતિમહત્ત્વનાં સ્વીકારાએલાં ગૃહ અને સમાજનાં બન્ધનોની પણ પાર જવાનું રહ્યું. એક પ્રકારની ત્યાગદષ્ટિએ આદિથી તે અન્ત સુધી માનવજીવનને પરિરક્ષવું જોઈએ, કારણ કે મનુષ્યનું અંતિમ લક્ષ્યબિન્દુ મોક્ષ હતું. એટલે જ્યારે ગૃહસ્થનાં બાળકો પુખ્ત વયનાં થાય અને એની પોતાની શારીરિક શક્તિ દુર્બલ થવા માંડે ત્યારે એ વનમાં નિવૃત્ત થતો અને પ્રકૃતિનાં સૌમ્ય અને ભવ્ય દશ્યો વચ્ચે જીવનનો તૃતીય ખંડ ગાળતો. અરણ્યની એકાન્તમાં જીવનના પરમ લક્ષ્યનું એ ચિન્તન કરતો અને પવિત્ર અને આધ્યાત્મિક સાધનામય જીવન નિર્વહણ કરતો. જીવનનો ચતુર્થખંડ અથવા અંતિમકાંડ પરિવ્રાજકના જીવનમાં પર્યવસાન પામતો. પરમાત્માની શોધમાં સંન્યાસી

સર્વસ્વનો ત્યાગ કરતો. સંયમ અને જ્ઞાનપૂર્વક ગુજારેલા અખિલ જીવનની પરિસીમા સંન્યાસીના જીવનમાં પહોંચતી. આવું વ્યવસ્થિત જીવન મૃત્યુપર સ્વાભાવિક રીતે વિજય પ્રાપ્ત કરી શકતું. વાસનાનો ક્રમેક્રમે ક્ષય થતાં, 'नाभिनन्देत मरणं नाभिनन्देत जीवितम्' એ આધ્યાત્મિક સ્થિતિ પ્રાપ્ત થતી. " *

વસ્તુતઃ ભારતીય આદર્શ અનુસાર મનુષ્યજીવન એ સંસ્કારપરંપરા છે. એનો ઉદ્દેશ જન્મથી માંડીને મૃત્યુ પર્યંત પ્રાકૃત જીવનને ક્રમે ક્રમે સંસ્કારી એને ઉન્નત અને પવિત્ર કરવાનો છે. 'ગર્ભાધાન' થી માંડી છેક 'અન્ત્યેષ્ટિ' પર્યંત સંસ્કાર પહોંચે છે અને એ દ્વારા વ્યષ્ટિ-જીવનનું સમષ્ટિનું ઋણ પ્રકટ થાય છે. જીવનની પ્રત્યેક પ્રવૃત્તિમાં અપાર રસ લેવાથી ભરપૂર જીવન જીવી શકાય છે એ આ યુગની સંસ્કૃતિનું વિશિષ્ટ લક્ષણ છે.

આ સાંસ્કારિક યુગમાં પ્રાચીન ગ્રીસના મહાન જ્યોતિર્ધરો સોક્રેટીસ અને પ્લેટોની પેઠે, યાજ્ઞવલ્ક્ય, વસિષ્ઠ, વિશ્વામિત્ર, વામદેવ, અગસ્ત્ય, ઈત્યાદિ, કેટલાક મહાજ્ઞાનીઓ અનેક મૌલિક વિચારો પ્રવર્તાવતા. આ જ્ઞાનવીરોની આસપાસ વિદ્વાનો અને સત્યશોધકોના સમૂહો એકત્રિત થતા, એમના જ્ઞાનનાં અખૂટ ઝરણાંમાંથી અમૃતપાન કરતા અને એના બદલામાં દેશની બૌદ્ધિક, સામાજિક, રાજકીય અને આધ્યાત્મિક પ્રવૃત્તિઓમાં આગેવાની લેતા. આ પ્રમાણે, ગુરુ-શિષ્ય પરંપરા વિચાર અને વિદ્યા ઊતરી આવતાં

* 'હિન્દનાં વિદ્યાપીઠો' નામના મારા પુસ્તકમાંથીઃ પૃ. ૨૯, ૩૦.

અને દીર્ઘકાળ પર્યંત દેશમાં સાંસ્કારિક અવિચ્છિન્નતા જાળવતાં અને જનતાને ઊજાળતાં.

હિન્દી સંસ્કૃતિનો બીજો મહાયુગ બૌદ્ધ યુગ છે. એમાં ચન્દ્રગુપ્ત અને ચાણક્યનો સમય, યુદ્ધનો ભેરી ઘોષ બંધ કરી ધર્મઘોષ કરનાર રાજર્ષિ અશોકના 'ધર્મચક્ર પ્રવર્તન'નો સમય, પુષ્યમિત્ર શુંગનો સમય,' મહાયાનની ઉત્પત્તિનો સમય, અશ્વઘોષ અને નાગાર્જુનનો સમય, ગુપ્ત સામ્રાજ્યનો દેદીપ્યમાન સમય, તક્ષશિલા અને નાલન્દાનાં વિદ્યાપીઠોનો સમય, હિન્દની સીમા અને સંસ્કારિતાના વિસ્તારનો સમય–સંસ્કૃતિના ચરમ સ્થાને પહોંચેલા સમયો હતા. આચાર્ય ધ્રુવના શબ્દોમાં કહીએ તો 'બ્રાહ્મણ અને બુદ્ધના સમત્વનો એ સમય; પુરાણ સ્મૃતિ આદિ ધર્મશાસ્ત્રોના પુનરુજ્જીવન અને પુનર્ઘટનાનો એ સમય; બૌદ્ધ મહાયાનના વિકાસનો એ સમય; કાવ્ય કોષ આદિ શાસ્ત્રોમાં કાલિદાસાદિ નવરત્નોના ઝગઝગાટનો એ સમય; ભામહાદિ આલંકારિકોનો એ સમય; વસુબન્ધુ દિઙ્નાગ વગેરે ન્યાયશાસ્ત્રાચાર્યોનો એ સમય; દર્શનસૂત્રોના અન્તિમ ગ્રન્થનનો એ સમય; દેવર્ધિગણિ, સિદ્ધસેન દિવાકર આદિ જૈનશાસ્ત્રોના ઉદ્ધારક અને પ્રવર્તકનો એ સમય.'

આ યુગ એ હિન્દના જીવન અને સાહિત્યની પ્રફુલ્લ વસન્તનો મનોહર સમય હતો. હિન્દની સંસ્કૃતિનો આવો સસમૃદ્ધ અને મહાન સમય હિન્દના ઇતિહાસમાં આજસુધી બીજીવાર અસ્તિત્વમાં આવ્યો નથી.

આમ જગતની સંસ્કૃતિના કેટલાક મહાન યુગોનું થોડુંક દર્શન કરી આપણે વર્તમાનકાળ ઉપર નજર

ફેરવીએ. જગતના સંસ્કારી યુગોના અનેક ગુણો આપણા યુગના માનવજીવનમાં પણ મૂર્તિમન્ત થતા આપણે જોઇએ છીએ. માનવવંશની વિવિધ પ્રજાઓ એક બીજાના નિકટ સમાગમમાં આવતી જાય છે. આજ અહિં તંહિ સર્વત્ર જીવનની સંકુચિત મર્યાદાઓ તૂટવા માંડી છે અને મનુષ્યજીવન વિશાલ વિપુલ અને સમૃદ્ધ થવા માંડ્યું છે. આજ જ્ઞાનની અનેક શાખાઓ જીવનવિકાસ માટે ઉઘડેલી છે. આજ જીવનમાં અપૂર્વ બળ અને સ્વાતન્ત્ર્યની અભિલાષા જન્મ્યાં છે. આજ પ્રજાજીવન સાહસિક અને પરાક્રમી બનતું જાય છે. આજ જીવનની અનંત પ્રવૃત્તિઓમાં આનંદ અને ઉત્સાહ પ્રવર્તે છે. આજ પ્રાકૃતતાનાં બન્ધનો તોડી વછોડી જીવન સંસ્કારપ્રવાહમાં આગળ વહે છે. આજ માનવહૃદયમાં ધગધગતા જ્વાલામુખીઓ ઓલવવા અર્થે અનેક સત્ત્વશીલ વ્યક્તિઓ મહાપ્રયાસ કરે છે. આજ લોકજીવનમાં શુષ્ક અને શ્યામ વેરાનોને સ્થાને સ્થળે સ્થળે લીલાછમ મેદાનોની મનોહરતા ઊભરાય છે. આજ જગતમાં સંવેદન, ચિન્તન મનન, અને કર્તવ્યભાન અપૂર્વ રીતે આગળ વધ્યાં છે. આજ જગતના મન્થનકાળમાંથી કોઈ અભિનવ રસસૃષ્ટિ જન્મવાની તૈયારી જણાય છે. માત્ર મનુષ્યે આ સર્વ શુભ બળોમાં આત્મબળનો અધિકાધિક ઉમેરો કરવાનો રહે છે.

આપણા દેશમાં પણ એક મહાપુરુષે આપણી સર્વ શુભ શક્તિઓ અસ્તિત્વમાં આવે અને કલ્યાણકારી કાર્યો કરે એવું સુભગ વાતાવરણ સ્ર્જ્યુ છે. ગાંધીજીના અહિંસાધર્મના આચરણથી અને અદ્‌ભુત પરાક્રમથી એમણે ધર્મબળ અને

શ્રદ્ધા પ્રજાજીવનમાં પુનઃસ્થાપિત કર્યાં છે અને હિન્દની પ્રજાને પરાક્રમને પંથે વાળી છે. અનેક વિરોધોને શમાવી, શાન્તિની સ્થાપના અર્થે એમનું અહિંસાનું પુરાણું શસ્ત્ર—જૂનું છતાં નવું—અહિંયાં તેમજ અન્યત્ર લોકપ્રિય બનતું જાય છે. અલબત્ત, અનેક વિરોધી વિચારો અને ભાવનાઓ વચ્ચે આજ તુમુલ યુદ્ધ ચાલ્યા કરે છે. એક બાજુએ સામ્યવાદીઓ, ફાસીસ્ટો અને નાઝીઓ સાથે અથડાય છે અને બીજી બાજુ, પ્રજાતન્ત્રવાદીઓ, સરમુખત્યારો સાથે જોરથી અફળાય છે. આ અથડામણથી માનવજીવન સર્વત્ર મૂંઝવણમાં પડ્યું છે. આ મહાન વિરોધોને કોઈ અદ્ભુત એકતાના તત્ત્વમાં ઓગાળી એ સર્વથી પર કોઈ ધાર્મિક સમન્વયની જગત રાહ જોઈ રહ્યું છે. સર્વેએ એ સમન્વયને સિદ્ધ કરવામાં સહાયક થવું જોઈએ. આ સમન્વયનું સ્વરૂપ સંસ્કૃતિના પરમ સત્ત્વ સમાન નીચેની પ્રાર્થનામાં મૂર્તિમન્ત થયેલું છે:—

सर्वेऽत्र सुखिनः सन्तु सर्वे सन्तु निरामयाः ।
सर्वे भद्राणि पश्यन्तु मा कश्चिद् दुःखमाप्नुयात् ॥

આ જ ધર્મ, આ જ સંસ્કૃતિ, આ જ અનન્તનું દર્શન.

# શુદ્ધિપત્ર

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૩ | ૯ | પ્રતાપી | પ્રતાપી |
| ૪ | ૬ | પ્રતિબિમ્બત | પ્રતિબિમ્બિત |
| | ૧૬ | કવી | કેવી |
| | ૨૩ | અલૈકિક | અલૌકિક |
| ૭ | ૨ | નિવાગ્થાન | નિવાસસ્થાન |
| | ૨૧ | અન્નતકાળ | અનન્તકાળ |
| ૮ | ૧૧ | અલૈકિક | અલૌકિક |
| ૨ | ૧૩ | સુર્યકિરણો | સૂર્યકિરણો |
| ૯ | ૮ | આત્સુકય | ઔત્સુક્ય |
| | ૧૫ | સુર્યકિરણો | સૂર્યકિરણો |
| | ૧૭ | નીગ્ખીને | નિરખીને |
| | ૧૯ | ગૌહતી | ગૌહતિ |
| ૧૦ | ૧૫ | સ ક્રાત | સંક્રાન્ત |
| ૧૩ | ૧૧ | ધોમ | ઓધ |
| ૨૫ | ૧૩ | સનાનન | સનાતન |
| | ૨૪ | વ્યક્ત કર્યો | વ્યક્ત કર્યાં |
| ૨૭ | છેલ્લી પંક્તિ | એને | અને |
| ૨૮ | ૯ | થયા | થયા |
| | ૨૧ | 'ધર્મચક્રપવર્તન' | ધર્મચક્રપ્રવર્તન |
| | ૨૨ | પુણ્ય ભુમિ | પુણ્ય ભૂમિ |
| ૩૩ | ૨ | શીલપ્રદ | શીલભદ્ર |
| ૩૫ | ૯ | સગમ ભર્ગો | સંગમ તીર્થે |
| ૮૯ | ૧૬ | ભયથી | તપથી |
| ૧૨૮ | છેલ્લી પંક્તિ | | In Memoriam |
| ૧૭૪ | ૨૦ | મનુષ્ના | મનુષ્યના |

# લેખોની પ્રસિદ્ધિની યાદી



[માસિકોમા પ્રસિદ્ધ થએલા મારા લેખો અને દાખલ કરવા દેવા બદલ તે તે પત્રોના તન્ત્રીશ્રીઓનો હું ઉપકાર માનું છું]